—: હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની :—

# પ્રશ્નોત્તરમાળા.

પાચમા ધોરણનો
મુખગણિત શિક્ષક
ચાર આના.

સર્વ હક સ્વાધીન
કિંમત ૦-૮-૦
પોસ્ટેજ જુદું.
૧૯૨૮

ચમી ચોપડીનો
ટેશન શિક્ષક
ચાર આના.




છગનલાલ મોતીરામ શાહ.
'મુખગણિત શિક્ષક' વગેરેના કર્તા   શાહપોર સુરત

—:અદ્યાપિ બહાર ન પડેલી એવી:—

ધોરણ ચોથા, પાંચમા તથા ટ્રેનિંગ કોલેજના

—પહેલા વર્ષના સ્કૉલરો માટે—

—: હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની :—

# પ્રશ્નોત્તરમાળા.


રચનાર:—છગનલાલ મોતીરામ શાહ.

"ડિકટેશન શિક્ષક" વગેરેના કર્તા.

રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.



પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.

આવૃત્તિ ૪ થી.] [સને ૧૯૨૮.





છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું-"શંકર" પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાબ્રીજ-સુરત.

કિંમત રૂ. ૦-૪-૦ પોષ્ટેજ જુદું.

મહેરબાન કાઠિઆવાડના એજન્ટ ટુ ધ ગવર્નર સાહેબ બહાદુરે નં. B. A. P. ૬૫ તા. ૧૪-૧૧-૧૯૧૯ થી

ચોથા ધોરણની ભૂગોળની „ (મુંબઇ ઈલાકાની) „ **પ્રશ્નોત્તરમાળા ભાગ ૧** કિં. ૪।। આના.

કાઠિઆવાડ એજન્સિની તમામ પ્રાયમરી સ્કૂલોમાં ઈનામ અને લાયબ્રેરી બુક તરીકે મંજુર કરી છે.

## "મુખગણિત શિક્ષક માટે"

### અભિપ્રાય આપનારાઓનાં મુબારક નામ.

રા. રા. દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા. એમ. એ. એલ. એલ. બી.
રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ. એલ. બી.
ઑ. રા. બા. રમણભાઈ મહીપતરામ. બી. એ. એલ. એલ. બી.
રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. માજિ પ્રિન્સપાલ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી. માજિ પ્રિન્સિપાલ.
શ્રીયુત નંદનાથ કેદારનાથ દિક્ષીત. પ્રિન્સિપાલ સાહેબ.
મહેરબાન હંટર મેલ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપલ સાહેબ.
પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ.
દિવાન બહાદુર ઝવેરભાઇ નાથાભાઇ અમીન. વાંકાનેર.
રા. રા. આત્મારામ રાધાકૃષ્ણ એજ્યુ૦ ઇન્સ્પેક્ટર સાહેબ.
રા. રા. ગોરધનદાસ નૌતમરામ કાજી. એજ્યુ૦ ઇ૦ સાહેબ.
મહેરબાન જી. પી. દલાલ. વી. સ્કુલ૦ સુપ્રિ૦ સાહેબ મોરબી.
રા. રા. કેશવજી વિઠ્ઠલજી કચ્છ પ્રાંતના એ૦ ઇ૦ સાહેબ.
રા. રા. દોલતરામ વિ. વજેરામ બુચ. ધ્રોળ સ્ટેટ એ૦ ઇ૦ સા૦
મહેરબાન જટાશંકર એમ. દવે. વાંકનેર સ્ટેટના એ૦ સે૦ સા૦
કેળવણી માસિક, સત્ય માસિક, સત્સંગ, પટેલબંધુ, દિગંબર જૈન; વગેરે વગેરે.

## —: હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની :—

# પ્રશ્નોત્તરમાળામાં શું શું છે ?

દેશની વ્યાખ્યા; હિંદુસ્તાનની પાછલી હકીકત તથા નામ પડવાનું કારણ; સીમા; વિસ્તાર; કુદરતી ભાગો; હિંદમાં કેટલી તરેહનાં રાજ્યો છે તે તથા તેનું ક્ષેત્રફળ; બ્રિટિશ હિંદના રાજકીય ભાગ; દેશી સ્વતંત્ર રાજ્યો; દેશી ખંડીઆ રાજ્યો; પર્વતો; જવા આવવાના માર્ગ (ઘાટ); પર્વતનાં શિખરો; હવા ખાવાનાં સ્થળો; મેદાનો; ઉચ્ચ પ્રદેશ; ખીણો; રણ; નદીઓ; નદીઓ વિષે વિશેષ હકીક્ત; નદીની શાખાઓ; પવિત્ર નદીઓ; દોઆબ; નદીઓનાં મૂળ; ઉત્તરમાંથી, દક્ષિણમાંથી, પૂર્વમાંથી અને પશ્ચિમમાંથી નીકળતી નદીઓ; જળક્ષેપ પ્રદેશ; કિનારા; બંદરો; ભૂશિરો; સમુદ્ર; અખાત; ઉપસાગર; સામુદ્રધુનીઓ; બેટો; દ્વીપકલ્પ; સરોવર; જાત્રાનાં ઠેકાણાં; જૈન, પારસી, મુસલમાન ને શીખનાં જાત્રાનાં સ્થળ; ચારે દિશામાં આવેલાં જાત્રાનાં સ્થળ; રણક્ષેત્રો; છાવણીઓ; આબોહવા; હવા ને તેની લોકોપર તથા પાક પર અસર; તાપ, ટાઢ, વરસાદ વત્તાં ઓછાં પડવાના કારણો; મુખ્ય પેદાશ; ખેતીની પેદાશ; વનસ્પતિ પેદાશ; ખનીજ પેદાશ; પ્રાણી પેદાશ; પ્રાણીઓ; મુખ્ય ધંધા; મુખ્ય ઉદ્યોગ; વેપાર; આયાત; નિકાસ; રેલવે; આગબોટના રસ્તા; વસ્તી; ભાષા; ધર્મો; હુન્નર; રાજ્ય વ્યવસ્થા; ગવર્નરો તથા ચીફ કમિશનરની દેખરેખ નીચેનાં દેશી રાજ્યો; રજપુત, મરેઠી, મુસલમાની, શીખ ને જાટ લોકોનાં રાજ્યો; ઉપજ; ખર્ચ; લશ્કર; યુનિવર્સિટી; ભૂતળ; મોટી સડકો; વાઇસરોયની દેખરેખ નીચેનાં રાજ્યો; દરેક રાજકીય ભાગમાં આવેલાં પ્રખ્યાત સ્થળો પ્રખ્યાતિ સાથે; વિવિધ રસિક પ્રશ્નો; પરીક્ષક પ્રશ્નો.

## "ડિકટેશન શિક્ષક" માટે અભિપ્રાય.

### રા. સા. ગણુપતરામ અનુપરામ ત્રવાડી.

### રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપાલ સાહેબ,

" સલામ–તમારા તરફથી અવલોકનાર્થે 'ડિકટેશન શિક્ષક' ભાગ ૧–૨ નામનાં બે નાનાં પણ ઉપયોગી પુસ્તકો મળ્યાં. તે જોતાં જણાય છે કે તમારો આ શ્રમ **બાળકો, શિક્ષકો અને કેટલેક દરજજે લેખકોને પણ અત્યંત ઉપયોગી થઇ પડશે.** આ પુસ્તકોનો ઉપયોગ કરવાથી **બાળકોને ઘણી ઓછી મહેનતે જોડણીનું સારૂં અને ચોકસ જ્ઞાન થશે.** તમોએ વાચનમાળામાંથી ઘણાખરા મુશ્કેલીવાળા શબ્દો તારવ્યા છે, અને તેને વિવિધ રીતે ગોઠવી શિખનાર શિખવનાર ઉભયને સરળતા કરી આપી છે.

વળી સારા કાગળ, મોટા ટાઇપ અને શબ્દોના છુટાપણાને લીધે એ પુસ્તકો આંખને આકર્ષક થાય તેવાં છે.

એકંદરે મારા ધારવા પ્રમાણે તમારાં પુસ્તકો શ્રુતલેખનના શિક્ષણમાં મદદગાર થઇ પડશે, તેથી કેળવણીની દૃષ્ટિએ જોતાં તેને **ટેકસ્ટ બુકસ** તરીકે સ્વીકારી શકાય તેવાં છે." એજ.

## "ડિકટેશન શિક્ષક"માં શું શું છે?

**૧] પાઠવાર અઘરા શબ્દો.**

**૨] જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો.**

**૩] કઠિન મળતા શબ્દોની તારવણી.**

**૪] જોડાક્ષર.** **૫] મળતા જોડાક્ષર.**

**૬] પરીક્ષાના ડિકટેશનમાં આવનાર શબ્દો.**

# ઉપોદ્ઘાત.

૧. વ્યાખ્યાનશૈલી અને પ્રશ્નોત્તરશૈલી એ શિક્ષણની બે પ્રસિદ્ધ પદ્ધતિ છે. તેમાંથી પ્રાથમિકશાળાના વિદ્યાર્થીઓને ઉપયોગ માટેની બુકો ઘણે ભાગે વ્યાખ્યાન પદ્ધતિએ રચેલી માલમ પડે છે. શિક્ષક તરીકેના મારા લાંબા અનુભવથી મને એમ માલમ પડયું કે શિક્ષિત શિક્ષકો પણ આ શૈલીની બુકોના ઉપયોગથી શિક્ષણમાં વ્યાખ્યાન શૈલીનેજ બહોળો ઉપયોગ કરે છે. એ શૈલી બાળ વિદ્યાર્થીઓના મગજને તસ્દી આપી તેમની બુદ્ધિ કસવામાં નિરૂપયોગી છે, એટલુંજ નહિ પણ શિક્ષકોની વાણીનો વ્યય પણ ઘણીવાર વૃથા થતો હોવાથી તેમને પણ શારીરિક હાનિ ઉત્પન્ન કરનારી છે. આમ શિષ્ય અને શિક્ષક બંનેનો વૃથા કાળક્ષેપ થતો અટકાવવાને અજમાયશ તરીકે મેં પ્રથમ "**ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા**" અને ત્યાર પછી "**મુંબઇ ઇલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા**" બહાર પડી હતી; તેનો સત્કાર થવાથી આ હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા બહાર પડી.

૨. પ્રશ્નોત્તરમાળાના અભ્યાસ વેળા હંમેશાં જરૂરી **નકશાઓ નજર સામે રાખવાની ખાસ જરૂર છે.**

૩ આ ચોપડીમાં ચોથા તથા પાંચમા ધોરણ માટે હિંદુસ્તાનની ભૂગોળના સામાન્ય જ્ઞાનના તમામ પ્રશ્નોનો સમાવેશ કર્યો છે,

રાજકીય, ઔદ્યોગિક, ઐતિહાસિક, વ્યાવહારીક અને
ભૂતળ વિષયક બીનાઓ ઉપરાંત આબોહવા અને સ્થળને
લીધે લોક સમુહ, તેમના ઉદ્યોગ અને પાક ઉપર શી અસર
થાય છે, તે દર્શાવી જ્યાં જરૂર જણાય ત્યાં કાર્ય કારણનો
સંબંધ જોડવાની આ વિષયના શિક્ષણમાં જે ખાસ અગત્ય
છે તેને મહત્વ આપવામાં આવ્યું છે.

૪. શિક્ષણશાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે પ્રશ્નોત્તરના ખાસ
લક્ષણો ધ્યાનમાં રાખ્યાં છે. છતાં ચોપડીનું કદ બહુ વધી ન
જાય તેટલા માટે જાણી જોઇને કેટલા પ્રશ્નોત્તરો લાંબા
રાખ્યા છે. જ્યાં તેમ જણાય ત્યાં શિક્ષક બંધુઓ પ્રશ્નના
ભાગ પાડી ઉત્તર મેળવવાનો વિવેક રાખશે એવી આશા છે.

૫. ચોથા તેમજ પાંચમા ધોરણની તથા મિડલસ્કૂલ
સ્કોલરશિપ જેવી પરીક્ષાઓ લખાણથી થાય છે તે વખતે
બાળકોમાં વિષયનું જ્ઞાન હોવા છતાં તેમના ઉત્તરો અનેક
દોષને પાત્ર હોય છે, એવો પરીક્ષક સાહેબોનો અભિપ્રાય
છે. જેથી પ્રશ્નોના ઉત્તરો કેવી રીતે આપવા તેનું બાળકોને
આથી ખાસ જ્ઞાન થશે, એવો ઉદ્દેશ પણ આ પ્રશ્નોત્તર
શૈલીની ચોપડી રચવામાં સમાએલો છે. જેથી મને સંપૂર્ણ
આશા છે કે એનો ઉપયોગ કરનાર શિક્ષક બંધુઓ, વિદ્યાર્થીઓ
અને તેમના સુજ્ઞ વાલીઓ ભૂગોળના શિક્ષણમાં અવશ્ય વિજય
પ્રાપ્ત કરશે. તા. ૧૫મી જુન સને ૧૯૨૦. તા. ૧૫-૮-૨૩

તા૦ ૧૫-૫-૨૮ }
શાહપોર, સુરત. }

છગનલાલ મોતીરામ શાહ.
"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.

છગનલાલ મોતીરામ શાહકૃત.

ધોરણ ચોથા, પાંચમા તથા ટ્રેનિંગ કોલેજના સ્કોલરો માટે

# હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની

# પ્રશ્નોત્તરમાળા.



સ. ૧) દેશ એટલે શું ?

જ. ૧) ઘણા ઇલાકા, પ્રાંતો તથા દેશી રાજ્યો મળીને થએલો ભાગ.

સ. ૨) अ. હિંદુસ્તાન ક્યાં આવ્યો ? ब. એનો આકાર કેવો છે ?

જ. ૨) अ. એશિઆ ખંડની દક્ષિણમાંના ત્રણ મોટા દ્વીપકલ્પમાં વચ્ચે છે. ब. ત્રિકોણાકાર છે. એ ત્રિકોણનો પાયો હિમાલય અને શિરોબિંદુ કન્યાકુમારી ભૂશિર છે.

સ. ૩) હિંદુસ્તાનની પાછલી હકીકત તથા નામ પાડવાનું કારણ લખો.

જ. ૩) એ દેશમાં પહેલાં આર્ય લોકો આવ્યા હતા તે પરથી **આર્યાવૃર્ત**, પછીથી ભરત રાજાના નામ પરથી **ભાર્તભૂમિ**, **ભારતવર્ષ** કે **ભરતખંડ**. સિંધુ નદીપરથી પરદેશીઓએ **હિંદ**, **હિંદુસ્તાન**, **હિંદી દ્વીપકલ્પ** નામ આપ્યાં. અંગ્રેજોએ **ઇંડિઆ** નામ આપ્યું, અસલ એમાં રજપુતોનું રાજ્ય હતું, ત્યારપછી મુસલમાનોનું રાજ્ય થયું. હાલમાં અંગ્રેજ સરકારનું રાજ છે. હાલના નામદાર મહારાજાધિરાજ **પાંચમા જ્યોર્જ** છે.

સ. ૪) હિંદુસ્તાનની સીમા લખો.

જ. ૪) **ઉત્તરે**—હિમાલય, કારાકોરમ ને હિંદુકુશ પર્વત; **પૂર્વે**—ચીન, હિંદીચીન અને બંગાળાનો ઉપસાગર; **દક્ષિણે**—હીંદી મહાસાગર; **પશ્ચિમે**—અફગાનિસ્તાન, બલુચિસ્તાન ને અરબી સમુદ્ર.

સ. ૫) હિંદુસ્તાનનો વિસ્તાર કેટલો છે ?

જ. ૫) ૧૮ લાખ ચોરસ માઇલ એટલે મુંબઇ ઇલાકા કરતાં દસગણું છે. લંબાઇ ઉત્તરે કાસ્મીરથી દક્ષિણમાં કન્યાકુમારી ભૂશિર સુધી ૨૦૦૦ માઇલ અને પહોળાઇ પૂર્વમાં આસામથી પશ્ચિમમાં બલુચિસ્તાન સુધી ૨૫૦૦ માઇલ છે.

સ. ૬) હિંદના કુદરતી મોટા ભાગ લખો.

જ. ૬) (૧) **હિંદુસ્તાન** (ઉત્તર હિંદુસ્તાન) (૨) **દક્ષિણ હિંદુસ્તાન,** ( દકખણ ) એ બે ભાગોની વચ્ચે વિંધ્યાચળ ને નર્મદા નદી આવેલી છે.

સ. ૭) ઉત્તર હિંદુસ્તાનના કુદરતી ભાગ ગણાવો.

જ. ૭) (૧) હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ. (૨) સિંધુ નદીનો પ્રદેશ. ( ૩ ) રણનો પ્રદેશ. ( ૪ ) મધ્ય હિંદુસ્તાન અને થોડો રજપુતસ્તાનનો ઉંચો પ્રદેશ. ( ૫ ) ગંગાનો પ્રદેશ. (૬) બ્રહ્મપુત્રાનો પ્રદેશ.

સ. ૮) દક્ષિણ હિંદુસ્તાનના કુદરતી ભાગ ગણાવો.

જ. ૮) (૧) નર્મદાનો પ્રદેશ. (૨) શુદ્ધ દક્ષિણ. (૩) પૂર્વ કિનારાનો નિચાણ પ્રદેશ. (૪) પશ્ચિમ કિનારાનો નિચાણ પ્રદેશ.

સ. ૯) હિંદુસ્તાનમાં કેટલી તરેહનાં રાજ્યો છે ને તે ક્યાં ક્યાં ?

જ. ૯) ચાર તરેહનાં. (૧) **બ્રિટિશ સરકારનો ખાલસા મુલક.** (૨) **દેશી સ્વતંત્ર રાજ્યો.** (૩) **પરદેશી સ્વતંત્ર રાજ્યો.** (૪) **દેશી ખંડીઆ રાજ્યો.**

સ. ૧૦) ખાલસા મુલકનું, સ્વતત્ર દેશી રાજ્યોનું, પરદેશી સ્વતંત્ર રાજ્યોનું અને ખંડીઆ દેશી રાજ્યોનું ક્ષેત્રફળ કેટલું છે ?

જ. ૧૦) બ્રિટિશ સરકારના તાબાના મુલકનું ૧૦ લાખ ચોરસ માઇલ; સ્વતંત્ર દેશી રાજ્યોનું ૧૮ હજાર ચોરસ માઇલ; પરદેશી સ્વતંત્ર રાજ્યોનું ૧૮ સો ચોરસ માઇલ અને દેશી ખડીઆ રાજ્યોનું ૭ લાખ ૭૯ હજાર ચોરસ માઇલ છે.

સ. ૧૧) **બ્રિટિશ હિંદના રાજકીય ભાગ, રાજધાની, અધિકારી અને અધિકારીના હવા ખાવાના લખો.**

---

જ. ૧૧.

| રાજકીય ભાગનું નામ. | રાજધાની | અધિકારી. | હવાખાવાનું સ્થળ. |
|---|---|---|---|
| ૧. મુંબઇ ઇલાકો* | મુંબઇ | ગવર્નર | મહાબળેશ્વર |
| ૨. મદ્રાસ ઇલાકો | મદ્રાસ | ગવર્નર | ઉતાકામંડ |
| ૩. મધ્યપ્રાંત ને વરાડ | નાગપુર | ગવર્નર | પંચમડી |
| ૪. કુર્ગપ્રાંત | મર્કરા | ચીફ કમિશનર | બાંગલોર |
| ૫. અજમેર મ્હેરવાડા | અજમેર | ચીફ કમિશનર | આબુ |
| ૬. બ્રિટિશબલુચિસ્તાન | ક્વેટા | ચીફ કમિશનર | |
| ૭વાયવ્યસરહદનોપ્રાંત | પેશાવર | ચીફ કમિશનર | |
| ૮. પંજાબ પ્રાંત | લાહોર | ગવર્નર | સીમલા |
| ૯. દિલ્હી પ્રાંત | દિલ્હી | ચીફ કમિશનર | સીમલા |
| ૧૦. આગ્રાનેઅયોધ્યાના સંયુક્ત પ્રાંતો. | અલાહાબાદ | ગર્વનર | નૈનીતાલ. |
| ૧૧ બહાર, ઓરિસા ને છોટાનાગપુર | પટણા | ગર્વનર | રાંચી |
| ૧૨. બંગાળા ઇલાકો | કલકત્તા | ગર્વનર | ડાર્જીલીંગ |
| ૧૩. આસામ પ્રાંત | સિલહટ્ટ | ગર્વનર | શીલોંગ |
| ૧૪. બ્રહ્મદેશ. | રંગુન | ગર્વનર | |
| ૧૫.અંદામાનનેનિકોબાર | પોર્ટબ્લેર | ચીફ કમિશનર | |

*મુંબઇ ઇલાકાના વિશેષ જ્ઞાન માટે મુબઇ ઇલાકાની (ચોથા ધોરણની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા જુઓ.

૧૪૦૫૮



સ. ૧૨. દેશી સ્વતંત્ર રાજ્ય રાજધાની સાથે લખો.

જ. ૧૨. ૧. **નેપાળ-ખટમંડુ**
૨. **ભુતાન-પુનાખા**
} અંગ્રેજ સરકાર તરફથી રેસિડંટ રહે છે. પણ તે રાજકાજમાં હાથ ઘાલતા નથી.

સ. ૧૩. પરદેશી સ્વતંત્ર રાજ્યો કયા કયા લોકનાં છે? તેમના સંસ્થાન કયા કયા છે ને તે કયાં છે તથા રાજધાનીનું શહેર ને તેમાં કયો અધિકારી રહે છે તે લખો.

જ. ૧૩. **૧. ફ્રેંચ સંસ્થાનો-પોંડિચેરી, યાનાન, કારીકલ માહી** એ મદ્રાસ ઇલાકામાં અને **ચંદ્રનગર** બંગાળામાં છે. રાજધાની પોંડિચેરી છે તેમાં ફ્રેંચ ગવર્નર જનરલ રહે છે, એમાં પાંચ મીલો છે.

૨. **પોર્ટુગીઝના સંસ્થાનો**-ગોવા, **દમણ** ને **દીવ** એ મુંબઈ ઇલાકામાં છે. રાજધાની ગોવા છે તેમાં પોર્ટુગીઝનો ગવર્નર જનરલ રહે છે.

સ. ૧૪. अ. હિંદુસ્તાનના ઉપરી અધિકારીને શું કહે છે? તેમનું નામ શું? ब. તેમની નીમણુક કોણ કરે છે?

જ. ૧૪. **अ. વાઇસરૅાય અથવા ગવર્નર જનરલ. લૉર્ડ અરવીન.**
**ब. નામદાર શાહેનશાહ પાંચમા જયોર્જ.**

સ. ૧૫. अ. હિંદુસ્તાનની રાજધાનીનું શહેર કયું? ब. વાઇસરૅાય સાહેબ હવા ખાવા કયાં જાય છે?

જ. ૧૫. अ. દિલ્હી. ब. સીમલા.

સ. ૧૬. દેશી ખંડીઆ રાજ્યો, રાજધાની, રાજાની જાત, અંગ્રેજ સરકાર તરફનો અધિકારી તથા તેનું સદર સ્ટેશન લખો.

| જ. ૧૬. દેશી રાજ્યનું નામ. | રાજધાની. | રાજકર્તાની જાત. | અંગ્રેજ અધિકારી | અંગ્રેજ અધિકારીનો મુકામ. |
|---|---|---|---|---|
| ૧. નિઝામનું રાજ્ય | હૈદ્રાબાદ | મુસલ૦ | રેસીડેન્ટ | સિકંદરાબાદ |
| ૨. મ્હૈસુરનું રાજ્ય | મ્હૈસુર | રજપુત | | બાંગલોર |
| ૩. ગાયકવાડનું રાજ્ય | વડોદરા | મરાઠા | | વડોદરા |
| ૪. કાશ્મીરનું રાજ્ય | શ્રીનગર | રજપુત | | શ્રીનગર |

સ. ૧૭. મોટી એજન્સિઓ અંગ્રેજ અધિકારી અને તેના મુકામ લખો.

| જ. ૧૭. એજન્સિનું નામ | અંગ્રેજ અધિકારી. | અંગ્રેજ અધિકારીનો મુકામ |
|---|---|---|
| ૧ રજપુતાના એજન્સિ | એજંટ ટુ ધ ગવર્નર જનરલ. | અજમેર |
| ૨ મધ્યહિંદ એજન્સિ | | ઇંદોર |
| ૩ બલુચિસ્તાનએજન્સિ | | કવેટા |
| ૪ વાયવ્યસરહદપ્રાંતની એજાન્સ. | | પેશાવર |
| ૫ પશ્ચિમહીંદએજન્સિ | | રાજકોટ |

સ. ૧૮. હિંદમાં આવેલા પર્વતો ગણાવો અને તે કયાં આવ્યાં તે લખો.

જ. ૧૮. ૧. **હિમાલય**–એ દુનિયામાં ઉંચામાં ઉંચો પર્વત હિંદુસ્તાનની ઉત્તરે છે. ૨. **શિવાલિક**–ગંગા ને બીઆસ

નદીની વચ્ચે, ૩. **કારાકોરમ,** ૪. **હિંદુકુશ** એ બંને હિંદના વાયવ્ય કોણમાં. ૫. **સુલેમાન**–હિંદની પશ્ચિમે હિંદુસ્તાન ને અફગાનિસ્તાનની વચ્ચે. ૬. **હાલા**–હિંદની પશ્ચિમે, સિંધ ને બલુચિસ્તાનની વચ્ચે. ૭. **અરવલી** રજપુસ્તાનમાં. ૮. **વિંધ્યાચળ**–ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ હિંદુસ્તાનની વચ્ચે. ૯. **સાતપુડા**–નર્મદા તે તાપી નદીની વચ્ચે. ૧૦ **સહ્યાદ્રિ ( પશ્ચિમઘાટ )**–દક્ષિણ હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર. ૧૧. **પૂર્વઘાટ**–દક્ષિણ હિંદુસ્તાનમાં પૂર્વ કિનારાપર. ૧૨. **નીલગિરિ**–મ્હૈસુરની દક્ષિણે. એ પશ્ચિમઘાટ અને પૂર્વઘાટને જોડે છે. ૧૩. **અનમલાઇ,** ૧૪. **કારડેમમ,** ૧૫. **પાલની**–નીલગિરિની દક્ષિણે. ૧૬. **પતકોઇ**–બ્રહ્મદેશની પશ્ચિમ સરહદ, બ્રહ્મદેશ ને આસામની વચ્ચે. ૧૭. **નાગા,** ૧૮. **ખાસ્યા,** ને ૧૯. **ગારો**–આસામમાં. એ પતકોઇ ડુંગરના ફાંટાઓ છે. ૨૦ **આરાકાનયોમા, પેગુયોમા** અને **ટિનાસ-રીમયોમા** બ્રહ્મદેશમાં.

સ. ૧૯) હિંદમાંથી જમીન માર્ગે આવવા જવાના માર્ગ(ઘાટ) ગણાવો.

જ. ૧૯) **બોલનઘાટ**–હાલા પર્વત ઓળંગી બલુચિસ્તાન જવાનો. ૨. **ખૈબરઘાટ** અને ૩. **કુરમઘાટ**–સુલેમાન પર્વત ઓળંગી અફગાસ્તિાન જવાના, ૪. **બારમુલા** ને ૫. **પીરપંજલ**–એ બે ઘાટ કાશ્મીર જવાના. ૬. **કારાકોરમઘાટ**–કાશ્મીરમાંથી ચિનાઇ તુર્કસ્તાનમાં જવાનો. ૭ **જેલાપલાઘાટ**–હિમાલય ઓળંગી સીકીમમાં થઈ ટિબેટ જવાનો. ૮. આસામના ઇશાન કોણમાંથી ઉપલા બ્રહ્મદેશમાં જવાનો. ૯. ચિતાગોંગ (ચિતેગાંવ)ને રસ્તે આરાકાનમાં થઇ નીચલા બ્રહ્મદેશમાં જવાનો.

સ. ૨૦) હિંદમાં આવેલા પર્વતોનાં શિખરો કહો.

જ. ૨૦) હિમાલયનાં-૧. **એવરેસ્ટ (ગૌરીશંકર)** એ ઉંચામાં ઉંચું શિખર ૨૯૦૦૨ ફુટ ઉંચું છે. ૨. **ધવલગિરિ,** ૩. **કાંચનગંગા,** ૪. **ચમલારી,** ૫. ગંગોત્રી, ૬. **જન્મોત્રી,** ૭. **કૈલાસ.** સુલેમાનનું-**તખ્તે સુલેમાન.** અરવલ્લીનું-**આબુ.** સાતપુડાનું-**પંચમઢી.** પશ્ચિમઘાટ ( સહ્યાદ્રિ ) નું **મહાબળેશ્વર. માથેરાન.** નીલગિરિનાં-**ઉતાકામંડ ને દોદાબેટા.**

સ. ૨૧) હિંદમાં આવેલા મુખ્ય હવાખાવાનાં સ્થળો લખો.

જ. ૨૧) **મુંબઈ ઈલાકામાં**-આબુ, માથેરાન, મહાબળેશ્વર, પંચગની. **મદ્રાસ ઇલાકામાં**-ઉતાકામંડ ને ડીંડીગલ. **બંગાળા ઇલાકામાં**-દાર્જિલિંગ. **છોટાનાગપુરમાં**-રાંચી. **આગ્રા ને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં**-દેહરાદુન ને નૈનિતાલ. **પંજાબમાં**-સીમલા ને મરી. **આસામમાં**-શિલાંગ. **મધ્ય પ્રાંતમાં**-પંચમઢી ને સાગર-**રજપુતાના એજન્સિમાં**-આબુ.

સ. ૨૨) હિંદમાં આવેલાં મેદાનો લખો.

જ. ૨૨) ૧. ગંગા નદીનું મેદાન. ૨. સિંધુ નદીનું મેદાન. પૂર્વઘાટ અને કિનારા વચ્ચેનું મેદાન. ૪. પશ્ચિમઘાટ અને કિનારા વચ્ચેનું મેદાન.

. अ. ઉચ્ચ પ્રદેશ એટલે શું ? ब. હિંદમાંના ઉચ્ચ પ્રદેશ લખો.

. अ. પહાડોપર આવેલા મેદાનને ઉચ્ચ પ્રદેશ કહે છે. ब. ૧. **મધ્ય હિંદુસ્તાનનો ઉચ્ચ પ્રદેશ.** ૨. **માળવાનો ઉચ્ચ પ્રદેશ** એ વિંધ્યાચળની ઉત્તરમાં છે. ૩. **દકખણનો ઉચ્ચ પ્રદેશ** એ સાતપુડાની દક્ષિણમાં છે. ૪. **મ્હેસુરનો ઉચ્ચ પ્રદેશ.**

. ખીણ એટલે શું ?

. બે પર્વત કે ડુંગર વચ્ચેની નિચાણ જગા.

. હિંદમાં આવેલી ખીણો ગણાવો.

. ૧ નર્મદાની ખીણ. ૨. વર્ધા ને વેનગંગાની ખીણ. ૩. મહા નદીની ખીણ. ૪. જમનાની ખીણ. ૫. કાંગરાની ખીણ. ૬. કાશ્મીરની ખીણ. ૭. આસામની ખીણ. ૮. હિમાલયની ખીણ. ૯. બ્રહ્મદેશની ખીણ.

. હિંદમાં આવેલાં રણ લખો.

. ૧. કચ્છમાં-**કચ્છનું.** ૨. સિંધમાં-**થરપારકરનું** ૩. રજપુસ્તાનમાં-**જેસલમીરનું.**

. હિંદુસ્તાનની મુખ્ય નદીઓ ગણાવો.

. સિંધુ (૨૦૦૦), ગંગા (૧૫૦૦), બ્રહ્મપુત્રા (૧૮૦૦), નર્મદા (૮૦૦), તાપી (૪૫૦), મહા (૫૨૦), ગોદાવરી (૯૦૦), કૃષ્ણા (૮૦૦), કાવેરી (૪૭૦), ઇરાવદી (૧૦૦૦), સાલવીન, સિતાંગ.

સ. ૨૮. ઉપલી નદીઓ કયાંથી નીકળી કયા કયા પ્રાંતોમાં વહી કોને મળે છે તે લખો.

| જ. ૨૮. નદીનું નામ | કયાંથી નીકળે છે | કયા કયા પ્રાંતોમાં વહે છે. | કોનેમળે છે. |
|---|---|---|---|
| ૧. સિંધુ× | હિમાલય | કાશ્મીર, પંજાબ અને સિંધમાં | અરબીસમુદ્ર |
| ૨. ગંગા | હિમાલય | આગ્રા ને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો તથા બંગાળામાં | બંગાળી ઉપસાગર |
| ૩. બ્રહ્મપુત્રા | હિમાલય | આસામ ને બંગાળામાં | " |
| ૪. નર્મદા | વિંધ્યાચળ | મધ્યપ્રાંતો, મધ્યહિંદ એજન્સિ તથા ગુજરાતમાં | ખંભાતના અખાત |
| ૫. તાપી | સાતપુડા | મધ્યપ્રાંત, ખાનદેશ ને ગુજરાત | અરબીસમુદ્ર |
| ૬. મહા | બસ્તરના ડુંગર | બિહાર ને ઓરિસામાં | બંગાળનો ઉપસાગર |
| ૭. ગોદાવરી | સહ્યાદ્રિ | મહારાષ્ટ્ર, નિજામનું રાજ્ય ને મદ્રાસ ઇલાકામાં | |
| ૮. કૃષ્ણા | સહ્યાદ્રિ | " | |
| ૯. કાવેરી | સહ્યાદ્રિ | મ્હૈસુર ને મદ્રાસ ઇલાકામાં | |
| ૧૦. ઇરાવદી | પેગુયોમા | બ્રહ્મદેશ | માર્તાબાનનો અખાત |
| ૧૧સાલવીન | પેગુયોમા | બ્રહ્મદેશ | |
| ૧૨. સિતાંગ | પેગુયોમા | બ્રહ્મદેશ | |

× સિંધુ એ હિમાલયમાંથી નીકળી કાશ્મીર, પંજાબ ને સિંધમાં વહી અરબી સમુદ્રને મળે છે, આ મુજબ દરેક નદી માટે સમજવું.

**સ.** ૨૯) નદીની શાખા એટલે શું ? જ. ૨૯. મોટી નદીમાંથી પાણીનો ફાંટો નીકળી નદીની પેઠે જુદો વહેતો હોય તે.

**સ.** ૩૦) ગંગા, બ્રહ્મપુત્રા ને ઇરાવદીની શાખા લખો.

**જ.** ૩૦) ગંગા–૧ પદ્મા કે પાડા, ૨. ભાગીરથી એ દક્ષિણમાં જતાં હુગલી નામથી ઓળખાય છે.

બ્રહ્મપુત્રા—એ ટિબેટમાં સાંપુ નામથી ઓળખાય છે, પશ્ચિમ ફાંટો જમના ને પૂર્વ ફાંટો બ્રહ્મપુત્રા નામે ઓળખાય છે. બ્રહ્મપુત્રાના ફાંટાને સુરમા નદી મળે છે, પછી એ ફાંટો મેઘના નામથી ઓળખાય છે.

ઇરાવદીના શાખા-૧. રંગુન, ૨. બાસીન.

**સ.** ૩૧) સિંધુ, ગંગા, જમના, ગોદાવરી, કૃષ્ણાને કઇ કઇ નદીઓ મળે છે?

**જ.** ૩૧) **સિંધુને**-જેલમ, ચિનાબ, રાવી, બીઆસ, સતલજ (ધારા) ને કાબુલ. **ગંગાને**-જમના, ગોગ્રા, રામગંગા, ગોમતી, ગોગરા, ગંડકી, કુશી ને શોણ.

**જમનાને**-ચંબલ, સિંધ ને બટવા.

**ગોદાવરીને**-પ્રાણુહિતા (પેનગંગા, વાઇનગંગા ને વર્ધા) માંજરા.

**કૃષ્ણાને**-ભીમા, પંચગંગા, વારણા; તુંગભદ્રા, ઘટપ્રભા ને મલપ્રભા.

**સ.** ૩૨) સિંધુ ગંગા, બ્રહ્મપુત્રા, નર્મદા, તાપી, મહા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, ઇરાવદી, જમના, સતલજ ને ગોગરા નદીપર આવેલાં શહેરો લખો.

**જ.** ૩૨) **સિંધુ**-લાકડ, **અટક**, કલાબાગ, ડેરાઇસ્માલખાન, ડેરાગાજીખાન, મિટનકોટ, **શિકારપુર**, સક્કર, બક્કર, રોહરી,

હૈદ્રાબાદ, મિયાની, કોટ્રી, ઠઠ્ઠા, કરાંચી, શાહબંદર.
ગંગા–બદ્રીનાથ, હરદ્વાર, મીરત, કનોજ, કાનપુર.
અલાહાબાદ, મીરજાપુર, કાશી, ગાજીપુર, પટણા,
મોંગીર, ભાગલપુર, રાજમહાલ. મુર્શીદાબાદ.
બ્રહ્મપુત્રા–તેજપુર, ગોહત્તી, ઢાકા,
નર્મદા–જબલપોર, હુસેંગાબાદ, ચાંદોદ, ભરૂચ
તાપી–બરહાનપુર, ઇલીચપુર, ભુસાવળ, સુરત, રાંદેર.
મહા–સંબલપુર, કંટક, જગન્નાથપુરી.
ગોદાવરી–નાશક, પૈઠણ, રાજમહેંદ્રી, યાનાન.
કૃષ્ણા–સાંગલી, મીરજ, જમખંડી, મછલીપટ્ટણ.
કાવેરી-શ્રીરંગપટ્ટણ, ત્રિચિનોપલ્લી, ત્રાંકવીબાર.
ઇરાવદી–પ્રોમ, રંગુન.
જમના–સ્થાનેશ્વર, દિલ્હી, મથુરા, આગ્રા, ઇટાવા,
કાલ્પી ને અલાહાબાદ.
સતલજ–(ધારા) લુધિઆના, ફિરોજપુર ને ભાવલપુર.
ગોગરા–(સરયુ)–અયોધ્યા.

સ. ૩૩) હિંદમાં આવેલી પવિત્ર નદીઓ લખો.
જ. ૩૩) ગંગા, જમના, ગોદાવરી, નર્મદા, તાપી, કૃષ્ણા, સરસ્વતી.
સ. ૩૪) કઇ કઇ નદીમાંથી નહેરો કાઢેલી છે?
જ. ૩૪) સિંધુ, સતલજ, જમના, ગંગા, કાવેરી, તુંગભદ્રા, કૃષ્ણા.
સ. ૩૫) કઇ કઇ નદીઓના મુખ આગળ ડેલ્ટા છે?
જ. ૩૫) બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા, ઇરાવદી, મહા, ગોદાવરી, કૃષ્ણા ને કાવેરી.
સ. ૩૬) अ. દોઆબ એટલે શું? ब. પંજાબ એટલે શું?

જ. ૩૬) अ. બે નદીની વચ્ચેનો પ્રદેશ તે દોઆબ, ब. પાંચ નદી વચ્ચેનો પ્રદેશ તે પંજાબ.

સ. ૩૭) હિંદુસ્તાનમાં કયા કયા દોઆબ છે ને તે કઇ કઈ નદીની વચ્ચે આવેલા છે?

જ. ૩૭) ૧ **સિંધસાગર**—સિંધુ ને જેલમ. ૨. **જેચ અથવા ચેજ**—જેલમ ને ચિનાબ. ૩. **રેચના**—ચિનાબ ને રાવી. **બારી**—રાવી ને બીઆસ. ૫. **જાલંધર**—બીઆસ ને સતલજ. ૬. **રોહીલખંડ**—ગંગા ને જમના.

સ. ૩૮) હિમાલયમાંથી નીકળનારી નદીઓ લખો.

જ. ૩૮) સિંધુ, જેલમ, ચિનાબ, રાવી, બીઆસ, **સતલજ, ગંગા, જમના, ગોગરા**, રાપતી, ગંડકી, કુશી ને **બ્રહ્મપુત્રા.**

સ. ૩૯) સહ્યાદ્રિ (પશ્ચિમઘાટ)માં કઇ કઇ નદીના મૂળ છે?

જ. ૩૯) ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, કાવેરી.

સ. ૪૦) બંગાળી ઉપસાગર, અરબી સમુદ્ર, ખંભાતનો અખાત અને માર્તાબાનના અખાતમાં કઇ કઈ નદીનાં મુખ પડે છે?

જ. ૪૦) **બંગાળી ઉપસાગર**—બ્રહ્મપુત્રા, ગંગા, મહા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી. **અરબી સમુદ્ર**—સિંધુ, તાપી ને ભાદર. **ખંભાતનો અખાત**—સાબરમતી, મહી ને નર્મદા. **માર્તાબાનનો અખાત**—ઇરાવદી, સિતાંગ, સાલ્વીન.

સ. ૪૧) ઉત્તરમાંથી નીકળી દક્ષિણમાં મળનારી નદીઓ લખો.

જ. ૪૧) હિમાલયમાંથી નીકળનારી નદીઓ, ઇરાવદી, સિતાંગ, સાલ્વીન.

સ. ૪૨) પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં જનારી નદીઓ લખો.

જ. ૪૨) નર્મદા, તાપી, ભાદર.

સ. ૪૩) પશ્ચિમમાંથી નીકળી પૂર્વમાં મળનારી નદીઓ ગણાવો.

જ. ૪૩) મહા, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી.

સ. ૪૪) દક્ષિણમાંથી નીકળી ઉત્તરમાં મળનારી નદીઓ ગણાવો.

જ. ૪૪) ચંબલ, સિંધ, બટવા, શોણ.

સ. ૪૫) **अ.** જળક્ષેપક પ્રદેશની વ્યાખ્યા લખો. **ब.** હિંદમાંના જળક્ષેપક પ્રદેશ ગણાવો.

જ. ૪૫) **अ.** જે ઉંચી જગાએથી જુદી જુદી દિશામાં પાણી વહે છે તે ઠેકાણાને (જળક્ષેપક) પ્રદેશ કહે છે. **ब.** સિંધુનો અને ગંગાનો.

સ. ૪૬) હિંદના કિનારા લખો.

જ. ૪૬) ૧. **બ્રહ્મદેશનો કિનારો**–૨. **પૂર્વ કિનારો**–એનો દક્ષિણ ભાગ કોરોમંડળ નામના જુના શહેર પરથી કોરોમંડળ કિનારાના નામથી ઓળખાય છે. ૩. **પશ્ચિમ કિનારો**–એનો દણિક્ષ ભાગ ગોવાની દક્ષિણેથી કન્યાકુમારી ભૂશિર સુધીનો મલબાર કિનારાના નામથી ઓળખાય છે. દક્ષિણ હિંદુસ્તાનના કિનારાની લંબાઈ ચાર હજાર માઈલ છે.

સ. ૪૭) કોરોમંડળ કિનારે આવેલાં બંદરો ગણાવો.

જ. ૪૭) મછલીપટ્ટણ, મદ્રાસ, પોંડેચરી, કારીકલ, નેગાપટ્ટણ અને તુતિકોરીન.

સ. ૪૮) મલબાર કાંઠે આવેલાં બંદરો ગણાવો.

જ. ૪૮) કારવાર, કુમટે, હોનાવર, મેંગલુર, કાનાનોર, માહી, કાલીકટ, કોચીન અને ત્રિવેંદ્રં.

સ. ૪૯) હિંદુસ્તાનની ભૂશિરો લખો.

જ. ૪૯) કરાંચી પાસે–**માંઝ.** દ્વારકા પાસે–**જગતપોઈંટ.** ગોવા

પાસે-**કેમારામાસ.** હિંદુસ્તાનની છેક દક્ષિણે-**કન્યાકુમારી.** ઓરિસા કિનારે-**પાલમાયરા.** બ્રહ્મદેશની પશ્ચિમે-**નિગ્રેસ.**

સ. ૫૦) હિંદમાં આવેલા સમુદ્ર, અખાત તથા ઉપસાગર ગણાવો.

જ. ૫૦) સમુદ્ર-**અરબી** એ હિંદુસ્તાનની પશ્ચિમમાં; અખાત-**કચ્છનો** ને **ખંભાતનો** મુંબઇ ઇલાકામાં; **મનારનો** હિંદુસ્તાનની દક્ષિણમાં; **માર્તાબાનનો**-બ્રહ્મદેશની દક્ષિણે. ઉપસાગર-**બંગાળી** પૂર્વમાં મદ્રાસ ઇલાકો ને બ્રહ્મદેશની વચ્ચે.

સ. ૫૧) अ. સામુદ્રધુનીની વ્યાખ્યા આપો. ब. હિંદમાં કઇ સામુદ્રધુની છે ને તે કયાં આવી.

જ. ૫૧) अ. પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ. ब પાક (પાલ્ક) એ હિંદુસ્તાન અને લંકાની વચ્ચે મનારના અખાત ને બંગાળી ઉપસાગરને જોડે છે.

સ. ૫૨) હિંદના બેટા લખો.

જ. ૫૨) **લક્ષદ્વીપ** અને **માલદ્વીપ**-હિંદી મહાસાગરમાં પશ્ચિમ કિનારા પર; **સિલોન (લંકા)**-હિંદુસ્તાનની દક્ષિણમાં; **રામેશ્વર**-હિંદુસ્તાન અને સિલોનની વચ્ચે. **અંદામાન ને નિકોબાર**-પૂર્વ તરફ બંગાળી ઉપસાગરમાં; **મેગુઇદ્વીપો**-અંદામાન ને ટિનાસરીમની વચ્ચે.

સ. ૫૩) હિંદમાં દ્વીપકલ્પ કયા કયા છે ?

જ. ૫૩) કાઠિઆવાડ ને દક્ષિણ હિંદુસ્તાન. હિંદુસ્તાન એ પણ દ્વીપકલ્પ છે.

સ. ૫૪) હિંદનાં સરોવર ગણાવો, અને તે કયાં આવ્યાં તે લખો.

જ. ૫૪) **પાલ્ટી, માન, રાવણહ્રદ**-હિમાલય પર્વતમાં મીઠા પાણીનાં. **વુલર**-કાશ્મીરમાં. **સાંભર**-રજપુતસ્તાનમાં ખારા

પાણીનું. **મંચર**–સિંધમાં. **લુનાર**–વરાડ પ્રાંતમાં ખારા પાણીનું. **ચીલકા ને પુલીકટ**–મદ્રાસ ઇલાકામાં ખારા પાણીનાં. **કોલર**–ગોદાવરી ને કૃષ્ણાના મુખની વચ્ચે હિંદુસ્તાનમાં મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર છે.

સ. ૫૫) હિંદના કયા કયા ભાગમાં કયાં કયાં પવિત્ર સ્થળો (જાત્રાનાં ઠેકાણાં) આવ્યાં છે તે લખો.

જ. ૫૫) **મુંબઈ ઇલાકામાં**–દ્વારકા, પ્રભાસપાટણ, અંબાજી, સિદ્ધપુર, ગીરનાર, શેત્રુંજો, ડાકોર, ચાંદોદ, બહુધાન, નાશક, પંઢરપુર, ગોકર્ણ. **મદ્રાસ ઇલાકામાં**–શ્રીરંગમ, છેક દક્ષિણમાં રામેશ્વર. **બહારમાં**–ગયા. **ઓરિસામાં**–જગન્નાથપુરી. **છોટાનાગપુરમાં**–પારસનાથ (જૈન લોકનું) **સંયુકતપ્રાંતોમાં**–હરદ્વાર, બદ્રીનાથ, અલાહાબાદ (પ્રયાગ), કાશી (બનારસ), મથુરા, વૃંદ્રાવન. **પંજાબમાં**–અમૃતસર શીખ લોકનું. **અજમેરમાં**–અજમેર મુસલમાનનું. **રજપુતાના એજન્સિમાં**–આબુ, શ્રીનાથજી, પુષ્કરજી, એકલિંગજી.

સ. ૫૬) જૈનનાં, પારસીનાં, મુસલમાનનાં ને શીખ લોકોનાં જાત્રાનાં સ્થળ લખો.

જ. ૫૬) **જૈનનાં**–આબુ, ગીરનાર, પાલિતાણા ને પારસનાથ. **પારસીનું**–ઉદવાડા. **મુસલમાનનાં**–પેટલાદ, વીરપુર, ને અજમેર. **શીખનું**–**અમૃતસર.**

સ. ૫૭) ચારે દિશામાં આવેલાં જાત્રાનાં સ્થળ લખો.

જ. ૫૭) ઉત્તરમાં–**હરદ્વાર.** પૂર્વમાં–**જગન્નાથપુરી (પુરી).** દક્ષિણમાં–**રામેશ્વર.** પશ્ચિમમાં–**દ્વારકા.**

હિંદમાંનાં રણક્ષેત્રો (લડાઇનાં સ્થળો) લખો.

**મુંબઇ ઇલાકામાં**-સોમનાથ પાટણ, અમદાવાદ, વડોદરા, અહમદનગર, ખર્ડા, ખડકી, તાલીકોટ. **મદ્રાસ ઇલાકામાં**-અંબુર, આર્ણી, વાંદીવાશ, આર્કાટ, પોલિલોર, પોર્તાનોવો. **બંગાળામાં**-બરાકપોર, પ્લાસી. **બહારમાં**-બકસર. **પંજાબમાં**-પાણીપત, સ્થાનેશ્વર, કુરૂક્ષેત્ર, અલિવાલ, સોબ્રાઉન, ફિરાજશહેર, મુડકી, ગુજરાત, ચિલીઅનવાળા. **નિજામના રાજ્યમાં**-આસાઇ. **મ્હૈસુરમાં**-શ્રીરંગપટ્ટણ.

હિંદમાં આવેલી લશ્કરની છાવણીઓ લખો.

**મુંબઇ ઇલાકામાં**-જેકોબાબાદ, કરાંચી, ભૂજ, રાજકોટ, વઢવાણ, અમદાવાદ, ડીસા, વડોદરા, નસીરાબાદ, ખડકી, અહમદનગર, સતારા, બેલગામ, મુંબઇ. **મદ્રાસ ઇલાકામાં**-મદ્રાસ, બલ્લારી, ત્રિચિનાપલ્લી. **બંગાળામાં**-કલકત્તા, બરાકપોર. **અયોધ્યામાં**-ફૈઝાબાદ. **આગ્રા પ્રાંતમાં**-કાનપુર, અલાહાબાદ, મીરત. **પંજાબમાં**-મિયાનમીર, અંબાલા, દિલ્હી, મુલતાન, રાવળપીંડી ને સિયાળકોટ. **વાયવ્ય સરહદનો પ્રાંત**-પેશાવર. **બલુચિસ્તાનમાં**-કવેટા. **મ્હૈસુરમાં**-બાંગલોર. **મધ્યપ્રાંત ને વરાડમાં**-કામટી, સાગર. **મધ્ય હિંદ એજન્સીમાં**-મહુ, નીમચ. **નિજામના રાજ્યમાં**-સીકંદરાબાદ ને બોલારામ.

હિંદની આબોહવા લખો.

**ત્રાવણકોર, મલબાર અને બ્રહ્મદેશના કિનારાપર**-ભેજવાળી અને શિઆળા તથા ઉનાળાની ગરમીમાં બહુ

ફેર નહિ એવી. **પંજાબ** અને **સિંધમાં**-સુકી અને શિઆળામાં ઘણી ઠંડી તથા ઉનાળામાં ઘણી ગરમી **એવી. આસામના ઉંચા ડુંગરો તથા કારવારના કિનારા પાસેના ડુંગરો પર**-વધારે વરસાદવાળી હવા.

સ. ૬૧) હિંદની હવા અને તેની લોકપર શું અસર થએલી છે?

જ. ૬૧) (૧) ઉત્તર ગુજરાત, સિંધ અને રજપુતસ્તાનમાં ટાઢ ને તાપ વધારે પડે છે તથા હવા સુકી છે, તેથી ત્યાંના લોકો કદાવર ને મજબુત છે. (૨) દક્ષિણ ગુજરાતમાં ટાઢ ને તાપ મધ્યમસર પડે છે, તથા જમીન ફળદ્રુપ છે, તેથી ત્યાંના લોકો પાતળા, મધ્યમ કદના, ચાલાક ને મોજીલા છે. (૩) પશ્ચિમ ઘાટમાં વરસાદ વધારે પડે છે તથા જમીન ભેજવાળી ને કાંકરીવાળી છે, તેથી ત્યાંના લોક ઠીંગણા, ઉદ્યોગી ને કરકસરીઆ છે. (૪) મદ્રાસ ઇલાકામાં ટાઢ ઓછી ને તાપ વધારે પડે છે, અને જમીનમાં કસ ઠીક છે, તેથી ત્યાંના લોકોનો રંગ કાળો, શરીરે ઉંચા તથા જોરાવર નથી અને ઓછા ઉદ્યોગી છે. (૫) બંગાળ ઇલાકો બહુ રસાળ, ગરમ ને ભેજવાળો છે, અને ડુંગરો નથી તેથી ત્યાંના લોકો કમજોર પણ બુદ્ધિશાળી છે. (૬) મધ્ય હિન્દ એજન્સિ ને પંજાબ-બંગાળા જેટલા રસાળ નથી તેમજ અહીં મોટા ડુંગરો છે, અને તાપ તથા ટાઢ વધારે પડે છે, તેથી અહીંના લોકો ઉંચા, જબરા, શૂરા ને ઉદ્યોગી છે. (૭) કાંઠા પરના લોકો સાહસિક ને મહેનતુ છે.

સ. ૬૨) કોઈપણ પ્રદેશની હવા કેવી છે તે જાણવા માટે કયાં ચાર કારણો ધ્યાનમાં રાખવાં?

જ. ૬૨) (૧) વિષુવવૃત્તથી જેમ જેમ ઉતરે અથવા દક્ષિણે જઈએ તેમ તેમ ગરમી ઓછી. (૨) સમુદ્રની સપાટીથી જેમ ઉંચે જઈએ તેમ તેમ ગરમી ઓછી. (૩) દેશના માંહેલા ભાગ કરતાં સમુદ્ર કિનારાના પ્રદેશમાં ગરમી ઓછી. (૪) વરસાદને લીધે તાપ અને ટાઢના પ્રમાણમાં પણ ફેર પડે છે.

સ. ૬૩) હિંદમાં કયાં કયાં વરસાદ વધારે પડે છે?

જ. ૬૩) રત્નાગિરિ, કારવાર, પીંપળનેર, મહાબળેશ્વર ને મુંબઈમાં વરસાદ વધારે પડે છે. મહાબળેશ્વરમાં સરાસરી ૨૫૦ ઈંચ વરસાદ પડે છે. સૌથી વધુ વરસાદ આસામમાં આવેલા ચેરાપુંજીમાં સરાસરી ૫૨૫ ઈંચ પડે છે. એટલો વરસાદ દુનિયાના કોઈપણ ભાગમાં પડતો નથી. મદ્રાસના કિનારા પર, મધ્ય હિંદુસ્તાન, પંજાબ અને સંયુકત પ્રાંતોમાં શિઆળામાં થોડો વરસાદ પડે છે.

સ. ૬૪) હિંદમાં વરસાદ કયાં બહુજ ઓછો પડે છે?

જ. ૬૪) ૧. થરનું રણ ને તેની આજુબાજુના પંજાબ ને સિંધમાં; ૨. રજપુતાનાના મુલકમાં.

સ. ૬૫) હિંદમાં સૌથી ઓછો અને વધારેમાં વધારે વરસાદ કયાં પડે છે?

જ. ૬૫) સૌથી ઓછો વરસાદ હિંદના પશ્ચિમ ભાગમાં એટલે સિંધમાં. અને સૌથી વધુ વરસાદ પૂર્વ ભાગમાં એટલે આસામમાં.

સ. ૬૬) હિંદની મુખ્ય પેદાશ ગણાવો.

જ. ૬૬) અનાજ, તેલીબીઆં, રેસા, રંગ ને ઔષધી.

સ. ૫૭) હિંદના જુદા જુદા ભાગમાં ખેતીની કઇ કઇ પેદાશ થાય છે?

જ. ૫૭) **ચોખા**–નદીના મુખ આગળના ત્રિકોણાકાર પ્રદેશ (ડેલ્ટા)માં, બંગાળામાં અને બ્રહ્મદેશમાં દરીઆ કિનારે. **ઘઉં**–પંજાબ, મધ્ય પ્રાંત, ખાનદેશ ને ગુજરાતમાં. **અળસી**–મધ્ય પ્રાંતો, મુંબઇ ઇલાકો ને સંયુકત પ્રાંતોમાં. **તલ**–ગુજરાત, મદ્રાસ ઇલાકો, બંગાળા ને બ્રહ્મદેશમાં. **રૂ**–ગુજરાત, દક્ષિણ મહારાષ્ટ્ર, વરાડ, સિંધ ને નિઝામના રાજ્યમાં. **ચા**–આસામ, ઉત્તર બંગાળા, પંજાબ ને નીલગીરીમાં. **બુંદ**–દક્ષિણ હિંદુસ્તાનમાં નીલગિરિ પર. **અફીણ**–બહાર ને માળવામાં.

સ. ૫૮) હિંદમાં સાગ, નાળિએરી, તાડ, સાલ, દેવદાર, સુખડ અને ઈંડિઆ રબર ક્યાં થાય છે?

જ. ૫૮) **સાગ**–કોંકણ, અંદામાન તથા બ્રહ્મદેશમાં. **નાળિએરી ને તાડ**–કોંકણ, લક્ષદ્રીપ તથા નિકોબારમાં. **સાલ**–હિમાલયની તળેટીમાં, છોટાનાગપુર અને મધ્યપ્રાંતોના જંગલમાં. **દેવદાર**–હિમાલયના વાયવ્ય ભાગમાં. **સુખડ**–મ્હૈસુરમાં. **ઈંડિઆ રબર**–બ્રહ્મદેશ તથા આસામમાં.

સ. ૫૯) હિંદમાં કઈ કઇ ખનીજ પેદાશ થાય છે અને તે કયાં થાય છે તે લખો.

જ. ૫૯) **કોયલા**–બંગાળા, આસામ, મધ્યપ્રાંત ને મદ્રાસમાં **સૌથી** વધારે બંગાળામાંથી નીકળે છે. **લોખંડ**–આખા હિંદુસ્તાનમાં. **કેરોસીન**–બ્રહ્મદેશની ઇરાવદી નદીની ખીણમાં. **મીઠું**–પંજાબમાં (સોલ્ટ રેંજ) મીઠા ડુંગર, ઓરીસા ને સાંબર સરોવરમાં. **કલાઈ**–બ્રહ્મદેશના ટિનાસરીમ પ્રાંતમાં.

**સોનું**-મ્હૈસુરમાં કોલારની ખાણમાં. **તાંબું** અને **સીસું**-બંગાળામાં. **હીરા**-ગોવળકોંડા ને મધ્યહિંદ એજન્સિમાં અર્ચ, તહેરી ને પન્નામાં. **માણેક**-ઉપલા બ્રહ્મદેશમાં. **અબરખ**-છોટાનાગપુર ને બહારમાં. **પ્લમ્બેગો**-મદ્રાસ ઇલાકાના ત્રાવણકોરમાં. **મેંગેનીઝ**-મદ્રાસ ઇલાકામાં ને પંચમહાલમાં.

સ. ૭૦) ઊન કયાં કયાં થાય છે ?

જ. ૭૦) કાશ્મીર, પંજાબ અને રજપુતસ્તાનમાં.

સ. ૭૧) સિંહ, જંગલી ગધેડાં, ગેંડા, ઘેટાં, કસ્તુરી મૃગ, હાથી, સાપ, રેશમનાં કીડા કયાં થાય છે ?

જ. ૭૧) **સિંહ**-કાઠિઆવાડના ગીરના જંગલમાં. **જંગલી ગધેડા**-સિંધમાં. **ગેંડા**-બંગાળા, આસામ અને બ્રહ્મદેશમાં. **ઘેટાં**-કાશ્મીર, પંજાબ ને રજપુતસ્તાનમાં. **કસ્તુરી મૃગ**-હિમાલયમાં. **સાપ**-દક્ષિણ હિંદના જંગલમાં. **રેશમના કીડા**-બંગાળા, પંજાબમાં. **હાથી**-બ્રહ્મદેશ, આસામ અને મ્હૈસુરમાં.

સ. ૭૨) હિંદના મુખ્ય ધંધાઓ ગણાવો.

જ. ૭૨) મુખ્ય ધંધો (૧) ખેતીનો (૨) રેશમી તથા સુતરાઉ કાપડ વણવાનો. (૩) કારીગરીનો. (૪) નોકરી. (૫) મજુરી.

સ. ૭૩) હિંદમાં શેની શેની મીલો છે અને તે કયાં છે ?

જ. ૭૩) **શણની**-બંગાળમાં. **રેશમની**-બંગાળા ને પંજાબમાં. **સુતરાઉ કાપડની**-ગુજરાત, દક્ષિણ મહારાષ્ટ્ર, વરાડ, સિંધ ને પંજાબમાં. **ચોખાની**-બંગાળા, બ્રહ્મદેશ ને કોકણમાં.

સ. ૭૪) હિંદનો વેપાર કયા કયા દેશો જોડે ચાલે છે ?

જ. ૭૪) **દરીઆ માર્ગે**-ઇંગ્લાંડ, જર્મની, ચીન, અમેરિકા, ફ્રાન્સ, જાપાન, ને મોરીસ. **જમીન માર્ગે**-હિંદુસ્તાનની સરહદ પરના પ્રાંતો જોડે (અફ્ગાનિસ્તાન, બલુચિસ્તાન, નેપાળ વગેરે)

સ. ૭૫) હિંદુસ્તાનની મુખ્ય નિકાસ લખો.

જ. ૭૫) રૂ, ચોખા, શણ, તેલીબીઆં, ઘઉં, ધી, લાખ, ઊન, ખુંદ ગળી ને અફીણ.

સ. ૭૬) હિંદમાં પરદેશથી કયો કયો માલ આવે છે?

જ. ૭૬) સુતરાઉ કાપડ ને સુતર, ખાંડ, સાંચાકામ, ગરમ કાપડ, ધાતુ ને લોખંડનો સામાન, દારૂ, રેશમી કાપડ, રેલવેનો સામાન, કાચ, રંગ, રેશમ ને કાગળ.

સ. ૭૭) હિંદના મુખ્ય ૭ બંદરો અનુક્રમે ગણાવો.

જ. ૭૭) કલકત્તા, મુંબઇ, રંગુન, મદ્રાસ, કરાંચી, ચિંતેગાંવ.

સ. ૭૮) હિંદમાંની મુખ્ય રેલવે અને તે કયાંથી કયાં સુધી જાય છે તે લખો.

જ. ૭૮) (૧) **બી. બી. એન્ડ સી. આઇ રેલવે**-મુંબઇથી દિલ્હી સુધી જાય છે, એની બીજી શાખાઓ રજપુતાના તથા કાઠિઆવાડમાં જાય છે. (૨) **જી. આઇ. પી. રેલવે**-એની બે શાખા છે, એક મુંબઇથી ઉત્તર હિંદુસ્તાન તરફ પેશાવર અને કલકત્તા જાય છે. બીજી શાખા મુંબઇથી દક્ષિણ હિંદુસ્તાનમાં આર્કોનમ સુધી જાય છે. (૩) **નોર્થ વેસ્ટર્ન રેલવે**-કરાંચીથી કવેટા અને કરાંચીથી લાહોર જાય છે. (૪) **ઇસ્ટ ઈંડિઆ રેલવે**-કલકત્તાથી દિલ્હી ને જબલપુર જાય છે. (૫) **આસામ રેલવે**-આસામ ને પૂર્વ બંગાળમાં. (૬) **બંગાળ નોર્થ વેસ્ટન રેલવે**-બંગાળા ને મધ્ય પ્રાંતોમાં.

(૭) **આઉધ રોહીલ ખંડ રેલવે**–આગ્રા ને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં. (૮) **બંગાળ નાગપુર રેલવે**–એની બે શાખા છે, એક નાગપુર ને બીજી વિઝાગાપટ્ટણ જાય છે. (૯) **મદ્રાસ રેલવે**–મદ્રાસથી કલકત્તા અને મદ્રાસથી કાલીકટ. (૧૦) **સધર્ન મરાઠા રેલવે**–પુનાથી બાંગલોર ને બેજવાડા સુધી. (૧૧) **સાઉથ ઇંડિઆ રેલવે**-છેક દક્ષિણમાં તુતીકોરીન સુધી જાય છે. (૧૨) **બર્મા રેલવે**–રંગુનથી નીકળી બ્રહ્મદેશમાં જાય છે.

સ. ૭૯) મુંબઇથી પેશાવર જતાં કયાં કયાં મોટાં સ્ટેશનો આવે?

જ. ૭૯) કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, ભોપાળ, ઝાંસી, આગ્રા, દિલ્હી, અંબાલા, અમૃતસર, લાહોર, પેશાવર.

સ. ૮૦) મુંબઇથી નાગપુરને રસ્તે કલકત્તા જતાં કયાં કયાં મોટાં સ્ટેશનો આવે?

જ. ૮૦) કલ્યાણ, ઇગતપુરી, મનમાડ, ભુસાવળ, નાગપુર, રાયપુર, વિલાસપુર, કલકત્તા.

સ. ૮૧) મુંબઇથી મદ્રાસ જતાં કયાં કયાં મોટાં સ્ટેશનો આવે?

જ. ૮૧) કલ્યાણ, પુના, ધોંડ, હોતગી, રાયચુર, ગુત્તી, આર્કોનમ, મદ્રાસ.

સ. ૮૨) મુંબઇથી સુરત થઇ દિલ્હી જતાં જે મોટાં સ્ટેશનો આવે તે ગણાવો.

જ. ૮૨) સુરત, વડોદરા, ગોધરા, રતલામ, નાગદા, કોટા, ભરતપુર, મથુરા, ને દિલ્હી.

સ. ૮૩) મુંબઇથી કરાંચી જતાં કયાં કયાં ગાડી બદલવી પડે?

જ. ૮૩) અમદાવાદ, મારવાડ, હૈદ્રાબાદ.

સ. ૮૪) હિંદમાં મોટામાં મોટી રેલવે કઇ છે ને કયા કયા મોટા શહેરો આગળ થઇને જાય છે?

જ. ૮૪) નોર્થ વેસ્ટર્ન રેલવે. કરાંચી, પેશાવર, લાહોર.

સ. ૮૫) કઇ કઇ નદીઓમાં વહાણ ચાલે છે?

જ. ૮૫) સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા ને ઇરાવદી.

સ. ૮૬) હિંદમાં વસ્તી કેટલા માણસની છે?

જ. ૮૬) સાડીએકત્રીસ કરોડ માણસની એટલે આખા બ્રિટિશ સામ્રાજ્યની વસ્તીનો પોણો ભાગ, પૃથ્વીની આખી વસ્તીનો છઠ્ઠો ભાગ અને મુંબઇ ઇલાકાથી આઠ ગણી છે.

સ. ૮૭) હિંદમાં ઘાડી વાસ્તી કયાં કયાં છે?

જ. ૮૭) (૧) ગંગા ને બ્રહ્મપુત્રાના પ્રદેશમાં. (૨) દક્ષિણ હિંદુસ્તાનમાં. (૩) કિનારાપરના પ્રદેશમાં.

સ. ૮૮) હિંદમાં થોડી વસ્તી કયાં કયાં છે?

જ. ૮૮) (૧) મધ્ય હિંદુસ્તાનના ડુંગરોમાં. (૨) રજપુતસ્તાનના પશ્ચિમ ભાગમાં.

સ. ૮૯) હિંદમાં કઇ કઇ મુખ્ય જાતો વસે છે અને તે કયાં વસે છે તે, તથા તેમની વસ્તી લખો.

જ. ૮૯.) ૧. **કોલેોરીઅનો**–છોટાનાગપુર અને મધ્ય પ્રાંતમાં. ૨. **દ્રાવિડો**–(૬૪૦ લાખ) દક્ષિણ હિંદુસ્તાનમાં. ૩. **આર્ય**–ઉત્તર હિંદુસ્તાનમાં. ૪. **મોંગોલ**–( ૯૫ લાખ ) બ્રહ્મદેશ ને હિમાલયના ટિબિટ તરફના ભાગમાં. ૫. **મુસલમાન**–(૬૩૦ લાખ) આખા હિંદમાં. ૬. **પારસી**–( એક લાખ ) મુંબઇ ઇલાકાના પશ્ચિમ ભાગમાં. ૭. **યાહુદી**–કોકણમાં. **ખ્રિસ્તી**–(ત્રીસ લાખ) મદ્રાસ ઇલાકામાં.

સ. ૯૦) હિંદુસ્તાનમાં પચાસ હજાર કરતાં વધારે વસ્તીવાળાં શહેરો કેટલાં છે? અને તે ઉપરથી શું અનુમાન થાય છે?

જ. ૯૦) ૭૫ શહેરો છે તે ઉપરથી જણાય છે કે વસ્તીનો ઘણો ભાગ ખેતી પર ગુજરાન ચલાવે છે.

સ. ૯૧) હિંદમાં કઇ કઈ ભાષા બોલાય છે?

જ. ૯૧) બંગાળી, ઉર્યા, હિંદી, પંજાબી, મરાઠી, ગુજરાતી, સિંધી, હિંદુસ્તાની અથવા ઉર્દુ, દ્રાવિડી, (તામીલ, તેલુગુ, મલાયલમ, કાનડી) ગોંડ, બ્રહ્મી, અંગ્રેજી.

સ. ૯૨) હિંદુસ્તાનમાં ચાલતા ધર્મો ને તે માનનારની સંખ્યા લખો.

જ. ૯૨) **હિંદુધર્મ**–૨૨ કરોડ. **મુસલમાની ધર્મ**–૬ કરોડ ત્રીસ લાખ. **બૌદ્ધધર્મ**–૯૫ લાખ. **જૈનધર્મ**–૧૩ લાખ. **શીખધર્મ**–૨૨ લાખ. **ખ્રીસ્તીધર્મ**–૩૦ લાખ. **જરથોસ્તીધર્મ**–૧ લાખ.

સ. ૯૩) હિંદમાં ચાલતા હુન્નર ગણાવો.

જ. ૯૩) શેતરંજી; કીનખાબ; સોનેરી ને રૂપેરી કસબનું કામ; સોના, રૂપા, હાથીદાંત ને સુખડનું કોતરકામ; મલમલ; જવાહીરના દાગીના.

સ. ૯૪) હિંદમાં કોયલાની ખાણો કેટલી છે અને તે કયાં કયાં

જ. ૯૪) ૧૧૪ કોયલાની ખાણો છે. ને તે બંગાળા, આસામ, મધ્યપ્રાંતો, ને મદ્રાસ ઇલાકામાં છે, સૌથી વધુ ૧૦૫ ખાણો બંગાળામાં છે.

સ. ૯૫) अ. શણની મીલો કયા ઇલાકામાં છે અને કેટલી છે? ब. કાપડની મીલો ક્યાં છે અને કેટલી છે?

જ. ૯૫) अ. બંગાળા ઇલાકામાં ૩૪. ब. મુંબઈમાં તથા ગુજરાતમાં ૨૦૦.

સ. ૯૬) હિંદુસ્તાનની રાજ્ય વ્યવસ્થા લખો.

જ. ૯૬) કમિશનરના ઉપરી ગવર્નર સાહેબ છે, બ્રિટિશ હિંદુસ્તાનમાં ૯ ગવર્નરો, અને ૬ ચીફ કમિશનરો છે, એ બધાના ઉપરી અધિકારી વાઇસરૉય એટલે શહેનશાહના પ્રતિનિધિ છે, એમની નીમણુક શહેનશાહ કરે છે, અને તે ઘણું કરી પાંચ વરસ સુધીની હોય છે, એમને રાજકાજમાં મદદ કરવા બે મંડળો છે. એક દેશનો કારભાર કરનારૂં એમાં ૧૪૩ સભાસદ હોય છે તેમાં ૧૦૪ ચુંટી કઢાયલા હોય છે. અને બીજું કાયદા બાંધનારૂં. એમાં ૬૦ સભાસદ હોય છે. કારભાર ચલાવનાર મંડળમાં વાઈસરૉય અને હિંદનો સેનાપતિ, તથા બીજા સભાસદો હોય છે. એ મંડળ હિંદી સરકારને નામે ઓળખાય છે, વાઇસરૉયને મદદ કરનારી સભામાંના દરેક સભાસદ જુદા જુદા ખાતા જેવા કે કાયદા બાંધનારૂ, ઉપજ ખરચનો હિસાબ રાખનારૂં, દેશનો બંદોબસ્ત રાખનારૂં, લશ્કરી ખાતું, વગેરે પર દેખરેખ રાખે છે, પરરાજ્યો અને હિંદુસ્તાનનાં મોટાં દેશી રાજ્યોને લગતાં કામો પર વાઇસરૉય પંડે દેખરેખ રાખે છે. દરેક ખાતાનું કામ ચલાવવાને એક સેક્રેટરી એટલે કારભારી નીમેલો હોય છે, તે તે ખાતાના ઉપરી સભાસદના હુકમમાં રહી કામ કરે છે.

સ. ૯૭) ગવર્નરોને મદદ કરનારી કઈ કઈ સભા હોય છે?

જ. ૯૭) (૧) કારભાર ચલાવનારી. (૨) કાયદા બાંધનારી.

સ. ૯૮) ગવર્નરને મદદ કરવાને કોણ કોણ હોય છે?
જ. ૯૮) એક્ઝિક્યુટીવ સભાસદો અને દેશી પ્રધાનો.
સ. ૯૯) ચીફ કમિશનરોને કઇ સત્તા નથી?
જ. ૯૯) પોતાના પ્રાંત માટે કાયદા બાંધવાની સત્તા નથી.
સ. ૧૦૦) હિંદી સરકાર કોની સત્તા નીચે છે?
જ. ૧૦૦) હિંદી પ્રધાનની.
સ. ૧૦૧) શહેનશાહના પ્રધાનને હસ્તક કયાં કયાં કામો છે?
જ. ૧૦૧) હિંદુસ્તાનની ઉપજનો ખરચ કરવો, લડાઈ કરવાનો હુકમ કરવો. વાઇસરોય, ગવર્નરો અને હાઇકોર્ટના જડજો વગેરે મોટા પગારના અમલદારોની નીમણુક કરાવવી. અને હિંદુસ્તાનમાં કરેલા કાયદાને માટે શહેનશાહની મંજુરી મેળવવી.
સ. ૧૦૨) શહેનશાહના પ્રધાનને શું કહે છે? અને હાલના હિંદી પ્રધાનનું નામ શું? જ. ૧૦૨) હિંદનો વજીર. લોર્ડ બર્કનહેડ.
સ. ૧૦૩) હિંદના વજીરની કચેરી કયાં છે અને એ કચેરી શા નામથી ઓળખાય છે?
જ. ૧૦૩) લંડન શહેરમાં છે. એ કચેરીને ઇંડિઆ ઓફિસ કહે છે.
સ. ૧૦૪) હિંદના વજીરને સભા હોય છે કે નહિ?
જ. ૧૦૪) હિંદના વજીરને મદદ કરનાર એક સભા હોય છે.
સ. ૧૦૫) મુંબઇ, મદ્રાસ અને બંગાળા ઇલાકાના ગવર્નરની દેખરેખ નીચે કયાં કયાં દેશી રાજ્યો છે?
જ. ૧૦૫) મુંબઈ ઇલાકાના ગવર્નર–કચ્છ અને કોલ્હાપુર.
મદ્રાસ ઇલાકાના ગવર્નર–ત્રાવણકોર, કોચીન અને પુદુકોટા.
બંગાળા ઇલાકાના ગવર્નર–કુચબિહાર અને ટીપેરા.

સ. ૧૦૬) કયા કયા ગવર્નરો તથા ચીફ કમિશનરની દેખરેખ કયાં કયાં દેશીરાજ્યો છે ?

જ. ૧૦૬) બહાર, ઓરિસાને છોટા નાગપુરના ગવર્નરની દે
નીચે-સિક્કીમ.
આગ્રા ને અયોધ્યાના સંયુકત પ્રાંતોના ગવર્નરની દે
નીચે-રામપુર ને ગઢવાલ.
પંજાબ પ્રાંતના ગવર્નરની દેખરેખ નીચે-ભાવલપુર, પતિ
ઝીંદ, નભા, કપુરથલા, ફરીદકોટ અને મુદી. આ
ગવર્નરની દેખરેખ નીચે-મણિપુર.
મધ્યપ્રાંત ને વરાડના ગવર્નરની દેખરેખ નીચે-બસ્ત

સ. ૧૦૭) હિંદમાં રજપુતોનું રાજ્ય કયાં કયાં છે ?

જ. ૧૦૭) મેવાડ (ઉદેપુર), મારવાડ (જોધપુર), જયપુર, બુંદી, વિ
કોટા, કિરોલી, કિશનગઢ, જેસલમેર, અલવર, િ
ડુંગરપુર, વાંસવાડા, પ્રતાપગઢ ને ઝાલાવાડ એ રજપુ
એજન્સિમાં છે. કાસ્મીર, મ્હૈસુર, નેપાળ; ગઢવા
અયોધ્યામાં છે.

સ. ૧૦૮) મરેઠી રાજ્ય કયાં કયાં છે ?

જ. ૧૦૮) વડોદરા, ગ્વાલિઅર, ઇંદોર, ત્રાવણકોર, કોલ્હાપુર, 
વાડી, ને કોચીન.

સ. ૧૦૯) મુસલમાન લોકોનું રાજ્ય કયાં કયાં છે ?

જ. ૧૦૯) નિજામ, ભોપાળ, ટોંક, રામપુર, ભાવલપુર, 
જુનાગઢ, પાલણપુર, રાધનપુર, વાડાશિનોર, 
સચીન, સાવનુર.

સ. ૧૧૦) શીખ રાજ્યો ગણાવો. અને તે કયાં આવ્યાં તે લખો.

જ. ૧૧૦) પતિઆળા, ઝીંદ, નભા, કપુરથલા, ફરીદકોટ અને મુદી.

સ. ૧૧૧) જાટ લોકનાં ને હસબીનાં રાજ્ય લખો.

જ. ૧૧૧) જાટ લોકોનાં–ભરતપુર ને ધોળપુર.
હબસીનાં–જાફરાબાદ ને જંજીરા.

સ. ૧૧૨) હિંદમાં પ્રખ્યાત કિલ્લા ગણાવો.

જ. ૧૧૨) ભરતપુર, ગ્વાલીઅર, અલાહાબાદ, ચિતોડ, મંદેસર, જીંજી, ફોર્ટસેંટ જ્યોર્જ, (મુંબઇમાં) ફોર્ટસેંટ દેવીડ, (મદ્રાસમાં) ફોર્ટસેંટ વીલીઅમ [(કલકત્તામાં)

સ. ૧૧૩) હિંદમાંની મોટામાં મોટી બે નદીઓ લખો.

જ. ૧૧૩) બ્રહ્મપુત્રા ને સિંધુ.

સ. ૧૧૪) બ્રિટિશ હિંદુસ્તાનની કુલ ઉપજ કેટલી છે ? અને તે કયા કયા ખાતાથી કેટકેટલી થાય છે તે લખો.

જ. ૧૧૪) કુલ ઉપજ ૧૨૭ કરોડ રૂપીઆ છે. ઉપજનો ચોથો ભાગ જમીનની મહેસુલથી, ચોથા કરતાં વધારે ભાગ રેલવેથી, બાકીની ઉપજ મીઠું, અફીણ, જકાત, આબકારી, પોષ્ટ તથા તાર ખાતાથી થાય છે.

સ. ૧૧૫) સરકારને હિંદમાં કેટલો ખરચ થાય છે અને તે કયા કયા ખાતામાં થાય છે ?

જ. ૧૧૫) ઉપજનો ચોથો ભાગ લશ્કરી ખાતામાં, ચોથો ભાગ રેલવે ખાતામાં, ચોથો સરકારી નોકરોના પગારમાં, અને ચોથો ભાગ ઇરિગેશન પબ્લિક વર્કસ, ખાતું. વ્યાજ, અને પોસ્ટ ઓફિસમાં થાય છે ?

સ. ૧૧૬) હિંદમાં કુલ લશ્કર કેટલા માણસનું છે ?

જ. ૧૧૬) યુરોપીઅન અને દેશી લશ્કર મળી કુલ સવા બે લાખ લાખ માણસનું છે.

સ. ૧૧૭) अ. હિંદમાં દેશી રાજાઓનું લશ્કર કેટલા માણસનું છે ? ब. રાજી ખુશીથી સરકારને મદદ કરતાં [ વોલંટીઅર] લશ્કર કેટલા માણસનું છે ?

જ. ૧૧૭) अ. સત્તર હજાર માણસનું. ब. તેર હજાર માણસનું.

સ. ૧૧૮) अ. મલબાર કાંઠો કોને કહે છે ? ब. મલબાર કાંઠે આવેલા બંદરો લખો.

જ. ૧૧૮) अ. ગોવાની દક્ષિણના પશ્ચિમ કિનારાને.
ब. મેંગલુર, કાનાનુર, તાલીચેરી, કાલીકટ, કોચીન.

સ. ૧૧૯) अ. કોરોમાંડલ કાંઠો કોને કહે છે ?
ब. કોરોમાંડલ કાંઠે આવેલાં બંદરો ગણાવો.

જ. ૧૧૯) अ. ગોદાવરીના દક્ષિણના પૂર્વ કિનારાને. ब. વિજાગાપટ્ટણ, કોકણદ, મછલીપટ્ટણ, મદ્રાસ, નેગાપટ્ટણ, તુતિકોરીન.

સ. ૧૨૦) હિંદમાં વિશ્વ વિદ્યાલયો (યુનિવર્સિટી) કયા કયા શહેરમાં છે ?

જ. ૧૨૦) મુંબઈ, મદ્રાસ, કલકત્તા, લાહોર, આલાહાબાદ અને કાશી.

સ. ૧૨૧) કઇ કઇ બાબતનું જ્ઞાન આપવા મહા વિદ્યાલયો છે ?

જ. ૧૨૧) હુન્નરકળાનું, વૈદકનું, ખેતીવાડીનું અને કાયદાનું.

સ. ૧૨૨) વિષુવવૃત્તની વ્યાખ્યા લખો.

જ. ૧૨૨) પૃથ્વીના ગોળાના બરાબર બે સરખા ભાગ કરે એવી પૂર્વ પશ્ચિમ જે લીટી દોરેલી છે તે.

સ. ૧૨૩) ધ્રુવ એટલે શું તે સમજાવો. ધ્રુવ કેટલા છે ને તે કયા કયા?

જ. ૧૨૩) ધ્રુવ-પૃથ્વી જે કલ્પેલી ધરીપર પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે તેનો ઉત્તર દક્ષિણ એકેક છેડો. ધ્રુવ બે છે, ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ.

સ. ૧૨૪) અક્ષાંશવૃત્ત, અક્ષાંશ, રેખાંશવૃત્ત, અને રેખાંશની વ્યાખ્યા લખો

જ. ૧૨૪) **અક્ષાંશવૃત્ત**-વિષુવવૃત્તની ઉત્તર દક્ષિણમાં સરખે અંતરે જે લીટીઓ દોરેલી હોય છે તે. **અક્ષાંશ** વિષુવવૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં કોઇ પણ જે જગાનું અંતર તે. **રેખાંશવૃત્ત**-પૃથ્વીના બંને ધ્રુવમાંથી વિષુવવૃત્તને છેદીને જે વર્તુળ જાય છે તે. **રેખાંશ**-મુકરર કરેલાં રેખાંશવૃત્તની પૂર્વ કે પશ્ચિમમાં કોઇપણ જગાનું જે અંતર તે.

સ. ૧૨૫) અક્ષાંશ અને રેખાંશ કેટલી જાતનાં છે ને તે કયાં કયાં?

જ. ૧૨૫) અક્ષાંશ બે જાતના છે. વિષુવવૃત્તની ઉત્તરના તે ઉત્તર અક્ષાંશ, અને વિષુવવૃત્તની દક્ષિણના તે દક્ષિણ અક્ષાંશ. રેખાંશ બે જાતનાં છે. મુકરર કરેલાં રેખાંશવૃત્તથી પૂર્વના તે પૂર્વ રેખાંશ અને પશ્ચિમના તે પશ્ચિમ રેખાંશ.

સ. ૧૨૬) નકશામાં આડી ઉભી લીટીઓ શા માટે દોરેલી છે?

જ. ૧૨૬) કોઇ પણ સ્થળની જગા નક્કી કરવા માટે.

સ. ૧૨૭) હિંદુઓ પહેલું રેખાંશવૃત્ત કયાંથી ગણે છે અને અંગ્રેજો કયાંથી ગણે છે.

જ. ૧૨૭) હિંદુઓ ઉજ્જનથી અને અંગ્રેજો ઇગ્લાંડમાં આવેલા ગ્રીનિચથી.

સ. ૧૨૮) હિંદમાં મોટામાં મોટી લશ્કરની છાવણી કયાં છે. જ. પેશાવર.

સ. ૧૨૯) હિંદમાં વહેવારના મુખ્ય રસ્તા કયા કયા છે ?

જ. ૧૨૯) ૧. મોટી સડકો એટલે બાંધેલા મોટા રસ્તા. ૨. રેલવે. ૩. વહાણુ અને આગબોટનો રસ્તો એટલે દરિઆઇમાર્ગ,

સ. ૧૩૦) હિંદમાં કઈ કઈ મોટી સડકો કયાંથી નીકળી કયાં કયાં મોટા શહેરોમાં થઇને જાય છે ?

જ. ૧૩૦) ૧. મુંબઇથી નાશક, ધુળીઆ, ઇંદોર અને ગ્વાલીઅરમાં થઇ આગ્રા જવાની. ૨. કલકત્તાથી બનારસ ( કાશી ), લખનૌ, બરેલી, લાહોર થઇ પેશાવર જવાની. ૩. મદ્રાસથી મછલીપટ્ટણ, ગંજામ અને કટક થઇ કલકત્તે જવાની. ૪. પુનાથી સતારા, બેલગામ, ધારવાડ, અને બાંગલોર થઇ મદ્રાસ જવાની.

સ. ૧૩૧) મુંબઇથી વઢવાણ સુધી કઇ રેલવે જાય છે.

જ. ૧૩૧) બી. બી. એન્ડ સી. આઇ રેલવે.

સ. ૧૩૨) મુંબઇથી ટુંકે રસ્તે પેશાવર, દિલ્હી, કલકત્તા અને મદ્રાસ કેટલી માઇલ દૂર છે, ને ત્યાં જતાં કેટલો વખત લાગે છે તે લખો.

જ. ૧૩૨) મુંબઇથી વડોદરા મથુરાને રસ્તે પેશાવર ૧૪૫૦ માઇલ, ૪૭ા કલાક; દિલ્હી ૮૬૫ માઇલ, ૨૬ા કલાક; કલકત્તા નાગપુરને રસ્તે ૧૨૨૧ માઇલ, ૪૨ કલાક; અને મદ્રાસ ૭૯૪ માઇલ, ૩૩ કલાક.

સ. ૧૩૩) હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર આવેલાં મુખ્ય બંદરો લખો.

જ. ૧૩૩) કરાંચી, માંડવી, પોરબંદર, મુંબઈ, રત્નાગીરી, ગોવા, કારવાર, માંગલોર અને કોચીન.

સ. ૧૩૪) હિંદુસ્તાનના પૂર્વ કિનારાપર આવેલાં મુખ્ય બંદરો લખો.

જ. ૧૩૪) નેગાપટ્ટણ, પોંડીચરી, મદ્રાસ, મછલીપટ્ટણ, વિજાગાપટ્ટણ, ગોપાળપુર, ગંજામ, કલકત્તા, ચિતેગાંવ, આકિઆબ ને રંગુન.

સ. ૧૩૫) વાઇસરોયની સીધી દેખરેખ નીચેનાં દેશીરાજ્યો લખો.

જ. ૧૩૫) ૧. નિઝામનું રાજ્ય, ૨. મ્હૈસુરનું રાજ્ય, ૩. ગાયકવાડનું રાજ્ય. ૪. કાસ્મીરનું રાજ્ય, ૫. રજપુતના એજન્સિ ૬. મધ્યહિંદ એજન્સિ, ૭. બલુચિસ્તાને એજન્સિ ૮. વાયવ્ય સરહદ પ્રાંતમાંની એજન્સિ. ૯. પશ્ચિમ હિંદુસ્તાનના રાજ્યોની એજન્સિ.

સ. ૧૩૬) હિંદના દરેક ભાગમાં આવેલાં મુખ્ય મુખ્ય શહેરો લખો.

જ. ૧૩૬) **મુંબઇ ઇલાકામાં**-મુંબઇ, અમદાવાદ, પુના કરાંચી, સુરત, વડોદરા, કારવાર. **મદ્રાસ ઇલાકામાં**-મદ્રાસ, કાંચીવરમ, બલ્લારી, તંજાવર, નેગાપટ્ટણ, મદુરા, ત્રિચિનોપલ્લી, શ્રીરંગમ, સાલેમ, ઉટાકામંડ, કાલીકટ, મેંગલુર, કાનાનુર, તેલેચેરી, મછલીપટ્ટણ, વિજાગાપટ્ટણ, ત્રિવેંદ્ર, આલેપ્પી, અર્નેકોલમ. **કુર્ગમાં**-મર્કરા. **બ્રહ્મદેશમાં**-રંગુન, માંડલે, આકિઆબ, બાસીન, પ્રોમ, ભામો. **આસામમાં**-સીલહટ, ગોહત્તી ને શિલોંગ. **બંગાળામાં**-કલકત્તા, ઢાકા, ચિતેગાંવ, સીરંજગંજ, મુર્શિદાબાદ. **બહારમાં**-પટણા, ગયા, ભાગલપુર, મોંગીર. **ઓઢીઆમાં**-કટક, જગન્નાથપુરી. **આગ્રા પ્રાંતમાં**-અલાહાબાદ, આગ્રા, કાશી, કાનપુર, ગાઝીપુર, ઝાંસી, મથુરા, મીરત, અલીગઢ, સહરાનપુર, દેહરાદુન, બરેલી. **અયોધ્યા પ્રાંતમાં**-લખનૌ, ફૈઝાબાદ,

અયોધ્યા, રામપુર. **પંજાબમાં**-લાહોર દિલ્હી, **અમૃતસર,** અંબાલા, પાણીપત, મુલતાન, રાવળપીંડી, સિયાળકોટ. **વાયવ્ય સરહદ પ્રાંતમાં**-પેશાવર, ડેરા ઇસ્માઇલખાન. **બ્રિટિશ બલુચિસ્તાનમાં**-કવેટા. **અજમેરમાં**-અજમેર. **મધ્ય પ્રાંતમાં**-નાગપુર, જબલપોર, સાગર, બરહાનપુર, રાયપુર, ચંદા, વર્ધા. **વરાડમાં**-ઇલીચપુર, ઉમરાવતી, અકોલા. **કાશ્મીરમાં**-કાશ્મીર (શ્રીનગર) જમ્મુ. **રજપુતાના એજન્સિમાં**-જોધપુર, જયપુર, ઉદેપુર, વિકાનેર, જેસલમીર, ભરતપુર. **મધ્યહિંદ એજન્સિમાં**-ઇંદોર, મહુ, ભોપાળ, ગ્વાલીઅર, ઉજ્જન. **નિઝામના રાજ્યમાં**-હૈદ્રાબાદ, ઔરંગાબાદ, સિકંદરાબાદ, ગોવળકોંડા, ઇલોરા, રાયપુર. **મ્હેસુરમાં**-બાંગલોર, મ્હૈસુર, શ્રીરંગપટ્ટણ. **ગાયકવાડી રાજ્યમાં**-વડોદરા, નવસારી, પાટણ, ડભોઇ, સિદ્ધપુર, વડનગર, મહેસાણા, **નેપાળમાં**-ખટમડું. **ભુતાનમાં**-પુનાખા.

સ. ૧૩૭) હિંદુસ્તાનમાં એક લાખથી વધારે વસ્તીવાળાં શહેરો અનુક્રમે ગણાવો.

જ. ૧૩૭) કલકત્તા (૧૨૨૨ હજાર+), મુંબઇ (૯૭૯), મદ્રાસ (૫૧૮), હૈદ્રાબાદ (૫૦૧), રંગુન (૨૯૨), લખનૌ (૨૬૦), દિલ્હી (૨૩૩), લાહોર (૨૨૯), અમદાવાદ (૨૧૭), કાશી (૨૦૪), બાંગલોર (૧૯૯), પોંડેચેરી (૧૮૫), આગ્રા (૧૮૫), અલાહાબાદ (૧૭૨), કોલંબો (૧૫૮), અમૃતસર (૧૫૩),

+ આંકડાઓ હજારની સંખ્યા બતાવે છે.

કરાંચી (૧૫૨), માંડલે (૧૩૮), જયપુર (૧૩૭), પટણા (૧૩૬), મદુરા (૧૩૪), બરેલી (૧૨૯), શ્રીનગર (૧૨૬,) ત્રિચિનોપલ્લી (૧૨૨), મીરત (૧૧૬), સુરત (૧૧૪), ઢાકા (૧૦૯), નાગપુર (૧૦૧), જબલપોર (૧૦૧).

૧૩૮) હુન્નર માટે વખણાતાં સ્થળો કયાં અને કયાં છે અને શા માટે પ્રખ્યાત છે તે લખો.

૧૩૮) **બલ્લારી**–મદ્રાસ ઇલાકામાં રૂના વેપારનું મથક. **ત્રિચિનોપલ્લી**–મદ્રાસ ઇલાકામાં જવાહીરના દાગીના ને ચીરૂટ. **સાલેમ**–મદ્રાસ ઇલાકામાં પોલાદનો સામાન. **વિજાગાપટ્ટણ**–મદ્રાસ ઇલાકામાં શીંગડાની પેટીઓ. **સીલહટ**–આસામ પ્રાંતનું મુખ્ય શહેર નારંગી. માટે **કાચાર**–આસામ પ્રાંતમાં ચાના બગીચા. **ઢાકા**–બંગાળા ઇલાકામાં મલમલ. **મોંગીર**–બહાર પ્રાંતમાં બંદુક ને પિસ્તોલ. **સાકચી**-છોટાનાગપુરમા લોઢાનું કારખાનું. **કાનપુર**–આગ્રા પ્રાંતમાં સુતરાઉ ને ગરમ કાપડ તથા ચામડાનો સામાન **ગાજીપુર**–આગ્રા પ્રાંતમાં ગુલાબજળ. **રામપુર**–અયોધ્યામાં ખેસ, દુપટ્ટા ને ચાદર. **અમૃતસર**–પંજાબમાં ગરમ શાલ રેશમી ને સુતરાઉ કાપડ. **નાગપુર**–મધ્યપ્રાંતમાં ધોતી જોડા ને સંતરા. **બુરહાનપુર**–મધ્યપ્રાંતમાં રેશમી ને કસબી કાપડ. **કાશ્મીર**–શાલ. **જયપુર**–રજપુતાના એજન્સિમાં ચિત્રકામ તથા સંગ્રહસ્થાન. **બાંગલોર**–મ્હૈસુરમાં સુતરાઉ ને ગરમ કાપડ. **ઔરંગાબાદ**–નિઝામના રાજ્યમાં રેશમી કાપડ. **બેદર**–નિઝામના રાજ્યના રાજ્યમાં પાનદાની, હુક્કા, સોના રૂપાની કારીગરીવાળા પિત્તળનાં

વાસણ. **જબલપુર**–મધ્યપ્રાંતમાં તંબુ. **ચિતેગાંવ**–બંગાળામાં વહાણ બાંધવાનું તથા સુતારકામ. **શિરોહી**–રજપુતાના એજન્સિમાં તરવાર. **કાશી**–આગ્રા પ્રાંતમાં લોટા ને પીતાંબર. **લાહોર**–પંજાબમાં શેતરંજી. **મથુરા**–આગ્રા પ્રાંતમાં પેંડા. **ડુંગરપુર**–રજપુતાના એજન્સિમાં મૂર્તિઓ. **ખંભાત**–ગુજરાતમાં મહી નદીના મુખ આગળ સુતરફેણીને અકીક કામ. **અમદાવાદ**–ગુજરાતમાં મરકી, સુતરાઉ, રેશમી ને કશબી કાપડ. **મુર્શીદાબાદ**–બંગાળામાં રેશમી કાપડ ને હાથીદાંતનો સામાન. **સુરત**–ગુજરાતમાં તાપી નદીપર બરફી, હાથીદાંત ને સુખડનું કોતરકામ, જરીકામ ને કસબ. **કપડવંજ**–ગુજરાતમાં ખેડા જિલ્લામાં કાચ ને સાબુ. **નાશક**–મધ્ય વિભાગમાં ગોદાવરી નદીપર તાંબા પિત્તળનાં વાસણ. **હૈદ્રાબાદ**–સિંધ પ્રાંતમાં સિંધુ નદીપર સોનેરી ભરત ને શેતરંજી. **જામનગર**–કાઠિઆવાડમાં કંકુ સુડી ને બાંધણી. **પાટણ**–કડી પ્રાંતમાં સરસ્વતી નદીપર પટોળાં, માટીનાં વાસણ ને સુડી. **ભુજ**-કચ્છ પ્રાંતમાં કસબી અને રેશમનું ભરતકામ તથા સોના રૂપાના નકસીનાં વાસણો.

સ. ૧૩૯) વેપારના મથક ગણાવો, તે કયાં છે અને કયા વેપારને માટે પ્રખ્યાત છે તે લખો.

જ. ૧૩૯) **મદ્રાસ**–મદ્રાસ ઇલાકામાં કોરોમંડલ કાંઠાપર ચામડાં, ખુંદ, રૂ, ચોખા, ગળી, તેલીબીઆં, ગરમ મસાલો, ચા, ને તમાકુ **નેગાપટ્ટણ**–મદ્રાસ ઇલાકામાં ચોખા. **રંગુન**–બ્રહ્મદેશમાં રંગુન નદીપર ચોખા અને સાગ. **મુલમૈન**–બ્રહ્મદેશમાં

સાગ. **ભામો**–બ્રહ્મદેશમાં ચીન સાથેના વેપારનું મથક. **કલકત્તા**–બંગાળામાં હુગલી નદીપર શણ, ચા, ચામડા, અફીણ, ચોખા, તેલીબીઆં, ગળી અને લાખ. **ચિતેગાંવ**–બંગાળામાં ચોખા અને સાગ. **સીરંજગંજ**–બંગાળામાં શણ. **મુર્શિદાબાદ**–બંગાળામાં ગંગા નદીપર રેશમી કાપડ ને ગળી. **પટણા**–બહાર પ્રાંતમાં શોણ. ગોગ્રા ને ગંડક નદીના કાંઠા પર અફીણના વેપારનું મથક. **કાનપુર**–આગ્રા પ્રાંતમાં ગંગા નદીપર અનાજ, સુતરાઉ ને ગરમ કાપડ તથા ચામડાનો સામાન. **ગાજીપુર**–આગ્રા પ્રાંતમાં ગુલાબજળ ને અફીણ. **અમૃતસર**–પંજાબમાં શાલ, રેશમી અને સુતરાઉ કાપડ. **દિલ્હી**–પંજાબમાં જમના નદીપર શેતરંજી ને માટીનાં વાસણ. **પેશાવર**–વાયવ્ય સરહદ પ્રાંતમાં ચોખા. **નાગપુર**–મધ્ય પ્રાંતમાં ધોતીજોડા ને સંતરા. **જબલપોર**–મધ્ય પ્રાંતમાં ઘઉં ને તંબુ. **બરહાનપુર**-મધ્યપ્રાતમાં તાપી નદી પર કસબી કાપડ. **ઉમરાવતી, આકોલા**—વરાડ પ્રાંતમાં રૂના વેપારનાં મથક. **લેહ**—કાશ્મીરમાં સિંધુ નદીપર ચિનાઇ તુર્કસ્તાન સાથેના વેપારનું મથક. **બાંગલોર**—મ્હૈસુરમાં સુતરાઉ ને ગરમ કાપડ. **ફ્રેંચના સંસ્થાનો**—(પોંડિચરી, યાનાન, કારીકલ, માહી અને ચંદ્રનગર)—મગફળી, સુતરાઉ કાપડ ને ચોખા. **ફીરંગીના સંસ્થાનો** ( દીવ, દમણ, ગોવા ) નાળિએર. માછલાં, સોપારી. **ભુતાનનું રાજ્ય**—ઊન, મીણ, કસ્તુરી, ને ટટ્ટુ. **નેપાળનું રાજ્ય**—ચોખા અનાજ, તેલીબીઆં, ઢોર, શણ ને ચામડા.

—: અદ્યાપિ બહાર ન પડેલાં એવાં પુસ્તકો :—

બીજા ધોરણની
સૃષ્ટિજ્ઞાનની **પ્રશ્નોત્તરમાળા** ત્રણ આના.

બીજા ધોરણ
માટે **અંકગણિતનાં મનોયત્ન** પાંચ આના.

—: ૮ ના ગુણોત્તરની સંપૂર્ણ નોંધ સાથે :—

પાંચમા
ધોરણનો **'મુખગણિત શિક્ષક'** ચાર આના

પાંચમી
ચોપડીનો **'ડિક્ટેશનશિક્ષક'** ચાર આના

મુંબઈ ઈલાકાની
ભૂગોળની **પ્રશ્નોત્તરમાળા** સાડા ચાર આના.

ગુજરાતની સા૦
ભૂગોળની **પ્રશ્નોત્તરમાળા** ત્રણ આના.

## 'ડિકટેશન શિક્ષકમાં શું શું છે!!!

૧] પાઠવાર અઘરા શબ્દો.
૨] જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો.
૩ કઠિન મળતા શબ્દોની તારવણી.
૪] જોડાક્ષર, ૫] મળતા જોડાક્ષર.
૬] પરીક્ષાના ડિકટેશનમાં આવનાર શબ્દો

બાળપોથીથી પાંચમી ચોપડી સુધીનો 'ડિકટેશન શિક્ષક' તૈયાર છે.

છગનલાલ મોતીરામ શાહ, શાહપોર—સુરત.

# વિવિધ રસિક પ્રશ્નોત્તર.



સ. ૧) અંગ્રેજ સરકારના તાબાનો જુનામાં જુનો પ્રાંત કયો ?
જ. ૧) મદ્રાસ ઈલાકો.
સ. ૨) ત્રણ બાજુએ દરીઓ હોય એવો અંગ્રેજ સરકારના તાબાનો કયો પ્રાંત છે ? જ. ૨) મદ્રાસ ઈલાકો.
સ. ૩) હિંદમાં મોટામાં મોટો ઇલાકો, પ્રાંત, પર્વત, મોટામાં મોટી નદી, મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર, મોટામાં મોટું બંદર, શહેર, દેશીરાજ્ય, અને હિંદુઓનું જાત્રાનું ઠેકાણું કયું છે ?
જ. ૩) ઈલાકો–મુંબઇ. પ્રાંત–બ્રહ્મદેશ. પર્વત–હિમાલય. નદી–સિંધુ. સરોવર–ચીલ્કા. બંદર–મુંબઇ. શહેર–કલકત્તા. દેશીરાજ્ય–નિઝામનું. હિંદુનું જાત્રાનું ઠેકાણું–કાશી.
સ. ૪) હિંદુસ્તાનમાં વધારેમાં વધારે તાપ અને વરસાદ કયાં પડે છે ?
જ. ૪) **તાપ**—સિંધમાં જેકોબાબાદમાં. **વરસાદ**— આસામમાં ચેરાપુંજીમાં.
સ. ૫) ધાડામાં ધાડી વસ્તીવાળા કયા કયા પ્રાંત છે ?
જ. ૫) આગ્રા, બંગાળા ઇલાકા, અને અયોધ્યાના સંયુકત પ્રાંતો.
સ. ૬) કયા પ્રાતમાં ફકત બેજ ઋતુઓ (શિઆળો ને ચોમાસું) છે ?
જ. ૬. આસામ પ્રાંત.
સ. ૭) કયા દેશીરાજ્યમાં સોનાની ખાણો છે ને તે કયાં છે ?
જ. ૭) મ્હૈસુરના રાજ્યમાં કોલાર પાસે.
સ. ૮) ટાટાએ વિદ્યાની શોધખોળ માટેની મોટી સંસ્થા કયાં સ્થાપી છે ? જ. ૮) બાંગલોરમાં.

સ. ૯) ટાટાનું મોટું લોઢાનું કારખાનું ક્યાં આવેલું છે?

જ. ૯) છોટાનાગપુરમાં **સાચકી** ગામ આગળ.

સ. ૧૦) **અ.** હિંદમાં પહેલ વહેલો યુરોપીઅન કયો આવ્યો હતો? **બ.** તે પ્રથમ ઉતર્યો હતો.

જ. ૧૦) **અ.** વાસ્કોડાગામા. **બ.** મદ્રાસ ઇલાકાના મલબાર કાંઠા પરના કાલિકટમાં

સ. ૧૧) હિંદુસ્તાનનું કયું શહેર પારીસ સાથે સરખામણી કરાય તેવું છે? જ. ૧૧) જયપુર.

સ. ૧૨) આખી દુનિયામાં વખણાયલો તાજમહાલ ક્યાં છે ને તે કોણે બંધાવ્યો હતો?

જ. ૧૨) આગ્રામાં. શાહજહાંએ બંધાવ્યો હતો.

જ. ૧૩) તાજમહાલના જેવો રોજો ક્યાં છે ને તે કોનો છે?

સ. ૧૩) ઔરંગાબાદમાં—ઔરંગજેબની છોકરી મકરબાનો.

જ. ૧૪) હિંદુસ્તાનનું સ્વર્ગ કયું? જ. ૧૪) કાશ્મીર.

સ. ૧૫) કયા જાત્રાના સ્થળમાં હિંદુઓની બધી વર્ણો સાથે એકજ ભાણામાં ખાઇ શકે છે? જ. ૧૫) જ. ગન્નાથપુરી.

સ. ૧૬) હિંદુસ્તાનના કયા શહેરમાં એક ભાગમાંથી બીજા ભાગમાં હોડીમાં બેસી ફરી શકાય છે? જ. ૧૬) શ્રીનગર (કાશ્મીર)

સ. ૧૭) **અ.** સુંદરવન ક્યાં આવ્યું? એવું નામ પાડવાનું કારણ શું?

જ. ૧૭) **અ.** બંગાળાની દક્ષિણમાં જ્યાંથી ગંગાના જુદા જુદા ફાંટા નીકળે છે ત્યાં આગળ (ગંગાનો ડેલ્ટા) **બ.** સુંદરી નામના ઝાડો પરથી.

સ. ૧૮) હિંદમાં ઉંચામાં ઉંચો મિનારો કયો છે ને તે કયાં છે તથા કોણે બંધાવ્યો હતો?

જ. ૧૮) કુતુબમિનાર એ દિલ્હીમાં કુતુબુદ્દીનને બંધાવ્યો હતો.

સ. ૧૯) હિંદમાં જોવા લાયક ગુફાઓ કઇ કઈ છે?

જ. ૧૯) મુંબઇ ઇલાકામાં–કનેરી, અંધેરી, કાર્લી ને ધારાપુરી; નિજામના રાજયમાં–અજિન્ટા અને ઇલોરા (વેરૂળ)

સ. ૨૦) ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ હિંદુસ્તાનની નદીઓનો તફાવત લખો.

જ. ૨૦) ૧. ઉત્તરની નદીઓ બરફવાળા ડુંગરોમાંથી નીકળે છે, દક્ષિણની નદીઓ બરફ વગરના ડુંગરમાંથી નીકળે છે. ૨. ઉત્તરની નદીઓ લાંબી ને મોટી છે, દક્ષિણની નદીઓ એટલી લાંબી તથા મોટી નથી. ૩ ઉત્તરની નદીઓમાં ઉનાળામાં બરફ પીગળી રેલ આવે છે, દક્ષિણની નદીમાં ઉનાળામાં રેલ અવતી નથી, અને પાણી ઘણું થોડું હોય છે. ૪. ઉત્તરની નદીઓ સરખી જમીનમાં થઇ વહે છે, દક્ષિણની નદીઓ ઢાળ પડતી વહે છે. ૫. ઉત્તરની નદીઓમાં મુખથી ઘણા માઇલ ઉપલાણે મોટાં વહાણો જઇ શકે છે, દક્ષિણની નદીઓમાં મુખથી ઉપલાણે મોટાં વહાણો જઇ શકતાં નથી. ૬. ઉત્તરની નદીમાં મોટા ડેલ્ટા છે, દક્ષિણની નદીઓમાં એવા ડેલ્ટા નથી.

સ. ૨૧) કાવેરી નદીના મુખને શું કહે? જ. ૨૧) કોલેરૂન.

સ. ૨૨) હિંદમાં પહાડી ઉચ્ચ પ્રદેશ કયા કયા છે?

જ. ૨૨) કાશ્મીર, કુર્ગપ્રાંત, બ્રિટિશ બલુચિસ્તાન, નેપાળ, ભુતાન.

સ. ૨૩) અ. સપાટ પ્રદેશ કોને કહેવો? બ. પહાડી પ્રદેશ કયો કહેવાય?

જ. ૨૩) અ. જ્યાં ખાડા ટેકરા ન હોય અને બધી જમીન સરખી હોય તેવો મુલક. બ. જ્યાં ઘણા ટેકરા અને ટેકરીઓ અને ઉંડી ખાડી હોય તેવો મુલક.

સ. ૨૪) સપાટ પ્રદેશ કયા કયા છે ?

જ. ૨૪) આસામ, બંગાળા, બહાર, આગ્રા ને અયોધ્યાના સંયુકત પ્રાંતો, પંજાબ.

સ. ૨૫.) પહાડી મુલક કયાં કયાં છે.

જ. ૨૫) બ્રહ્મદેશ, છોટાનાગપુર, વાયવ્ય સરહદનો પ્રાંત.

સ. ૨૬) ઉચ્ચ પ્રદેશ કયા કયા છે ? જ. ૨૬ ) નિઝામનું રાજ્ય અને મ્હૈસુર.

સ. ૨૭) રસાળ પ્રદેશ કયા કયા છે ?

જ. ૨૭) બંગાળા; બહાર; આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતો; પંજાબ.

સ. ૨૮) સિંધ અને રજપુતાના કેવા પ્રદેશ છે ?

જ. ૨૮) કોરા, સુકા, ને રણવાળા.

સ. ૨૯) ગુજરાત, મુંબઇ ઇલાકો સિંધ, પંજાબ, રજપુતાના, બંગાળા, માળવા, દક્ષિણ હિંદુસ્તાન, અને બ્રહ્મદેશની મુખ્ય પેદાશ ગણાવો.

જ. ૨૯. **ગુજરાતમાં**—ઘઉં ને કપાસ. **મુંબઇ ઇલાકામાં**—રૂ, ચોખા. **સિંધમાં**—બાજરી ને બટાકા. **પંજાબમાં**—ઘઉં; **રજપુતાનામાં**—મકાઇ. **બંગાળમાં**—ચોખા, શણ, ગળી. **માળવામાં**—અફીણ. **દક્ષિણ હિંદુસ્તાનમાં**—ચોખા, નાળિએર, સોપારી, એલચી, ને સુખડ. **બ્રહ્મદેશમાં**—ચોખા ને સાગ. **આસામમાં**—ચા. **મધ્યપ્રાંત ને વરાડમાં**—રૂ.

સ. ૩૦) પૂર્વ કિનારો ને પશ્ચિમ કિનારો એ બેમાં વધારે સારો કયો અને શા માટે ?

જ. ૩૦) પશ્ચિમ કિનારો વધારે સારો. કારણ કે એ વાંકો ચુંકો અને ઉંડો છે અને તેથી ત્યાં વહાણો સહીસલામત રહી શકે છે, અને તેજ કારણથી પશ્ચિમ કિનારે મોટાં બંદરો છે.

સ. ૩૧) ક્રાઉન કોલોની એટલે શું ? ક્રાઉન કોલોનીમાં શું શું ગણાય છે ?

જ. ૩૧) હિંદુસ્તાનની સાથે ગણાતા નથી અને જેના પર વાઇસરોયની સત્તા નથી તે. સિલોન અને માલદ્વીપ.

સ. ૩૨) મદ્રાસ ઇલાકો વિષુવવૃત્તની નજીક હોવા છતાં ઉત્તર હિંદુસ્તાનના જે ભાગો દરીઆ કિનારે નથી તેના જેટલો તાપ પડતો નથી તેનું કારણ સમજાવો.

જ. ૩૨) મદ્રાસ ઇલાકો દરીઆની પાસે આવ્યો છે માટે.

સ. ૩૩) હિંદુસ્તાનમાં સૌથી વધારે ભેજવાળો પ્રદેશ કયો ?

જ. ૩૩) આસામ પ્રાંત.

સ. ૩૪) કયા પ્રાંતમાં જુનામાં જુના અને પ્રસિદ્ધ શહેરો છે ?

જ. ૩૪) આગ્રા ને અયોધ્યાના સંયુકત પ્રાંતમાં.

સ. ૩૫) अ. હિંદુસ્તાનના કયા પ્રાંતમાં મોટાં શહેરો ઘણાં છે ? ब. અને તે પ્રાંતમાંના એક લાખથી વધારે વસ્તીવાળાં શહેર લખો.

જ. ૩૫) अ. આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતોમાં. ब. લખનૌ, કાશી, આગ્રા, કાનપુર, અલાહાબાદ, બરેલી, મીરત.

સ. ૩૬) હિંદુઓમાં મા અને બાપનું શ્રાદ્ધ કયે સ્થળે કરવામાં આવે છે ?

જ, ૩૬) મા નું શ્રાદ્ધ **સિદ્ધપુરમાં**, ને બાપનું શ્રાદ્ધ **ગયામાં**.

સ. ૩૭) મધ્ય હિંદ એજન્સિમાં રાજકુમારો માટે કયા શહેરમાં કોલેજ છે ? જ. ૩૭) ઇંદોર.

સ. ૩૮) હિંદમાં બેગમનું રાજ ક્યાં છે ને તેનો પોલિટિકલ એજંટ ક્યાં રહે છે ?

જ. ૩૮) મધ્યહિંદ એજન્સિમાં ભોપાળમાં બેગમ રાજ કરે છે, પોલિટિકલ એજંટ શિહુરમાં રહે છે.

સ. ૩૯) નીચેની જગાઓ ક્યાં છે ને શાને માટે પ્રખ્યાત છે ? સાકચી કાશી, અલીગઢ, રૂરકી, દેહરાદુન, કસાવલી, અજમેર, કામ્પટી, બાંગલોર, જયપુર, દીગ, ઔરંગાબાદ.

જ. ૩૯) **સાકચી**–છોટા નાગપુરમાં લોઢાના મોટા કારખાના માટે.
**કાશી**–આગ્રા પ્રાંતમાં ગંગાના કિનારાપર હિંદુઓનું મોટું જાત્રાનું અને સંસ્કૃત વિદ્યાનું સ્થળ છે.
**અલીગઢ**–આગ્રા પ્રાંતમાં મુસલમાનની મોટી કોલેજ.
**રૂરકી**–આગ્રા પ્રાંતમાં મોટામાં મોટી એન્જીનરિંગ કોલેજ.
**દેહરાદુન**–આગ્રા પ્રાંતમાં હવા ખાવાનું સ્થળ તથા જંગલ ખાતાની કોલેજ. **કસાવલી**–પંજાબ પ્રાંતમાં સીમલાની પાસે હડખાયા જાનવરથી કરડેલા દરદીના દવાખાના માટે.
**અજમેર**–અજમેર ને મ્હેરવાડામાં રાજકુમારો માટે મહા વિદ્યાલય તથા મુસલમાનનું જાત્રાનું ઠેકાણું. રજપુતાના એજન્સિના એજંટ ટુ ધ ગવર્નર જનરલ અહીં રહે છે.
**કામ્પટી**–મધ્ય પ્રાંતમાં નાગપુર પાસે લશ્કરની છાવણી.
**બાંગલોર**–મ્હૈસુરમાં વિદ્યાની શોધ ખોળ માટેની સંસ્થા, લશ્કરની છાવણી તથા મ્હૈસુરના રેસિડંટના મુકામ માટે.

યપુર—રજપુતાના એજન્સિમાં હિંદુસ્તાનમાં જોવા લાયક
ુરમાંનું એક છે. ચિત્રકામ, સંગ્રહસ્થાન તથા વેધશાળા.
ગ—રજપુસ્તાના એજન્સિમાં ભરતપુર પાસે રાજાનો મહેલ.
ારંગાબાદ—નિઝામના રાજ્યમાં મકરબાના રોજા માટે.
રતથી આબુ, માથેરાન, મહાબળેશ્વર અને સીમલા જવું
ય તો કઇ ગાડીમાં બેસી કયાં ઉતરવું ?
રતથી અમદાવાદ, મહેસાણા, પાલણપુર, આબુ રોડ થઇ
ાબુ. સુરતથી મુંબઈ જઇ પુના તરફની ગાડીમાં નેરળ
શને ઉતરી સ્ટીમ રેલવેમાં બેસી માથેરાન, સુરતથી મુંબઇ
ઈ પુના થઈ વહાર સ્ટેશનથી મહાબળેશ્વર, (મહાબળેશ્વર
સે પંચગની હવાખાવાનું સ્થળ છે) સુરતથી પંજાબ
લમાં વડોદરા, ગોધરા, રતલામ, કોટા, ભરતપુર, મથુરા
લ્હી થઈ સીમલા.
ંદુસ્તાનની કઇ કઈ નદીઓમાં મોટા વહાણો ચાલી શકે છે ?
હ્મપુત્રા, સિંધુ, ગંગા હુગલી, ઇરાવદી, ગોદાવરી, કૃષ્ણા,
ર્મદા અને તાપી.
માલય પર્વતપર હવા ખાવાનાં સ્થળ કયાં કયાં છે ?
ીમલા, નૈનીતાલ અને દાર્જિલિંગ.
ાં કયાં લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે ?
.કણ, મદ્રાસ, બંગાળા અને બ્રહ્મદેશ.
ત્તર હિંદુસ્તાનના લોકોનો મુખ્ય ખોરાક શું છે ? જ. ઘઉં.
વાર અને બાજરી કયાંના લોક ખાય છે ?
ંબઇ ઇલાકાના.

સ. ૪૬) મુંબઇથી કાશી કયે કયે રસ્તે જવાય અને કયાં કયાં મોટાં સ્ટેશનો આવે ?

જ. ૪૬. (૧) મુંબઇથી કલ્યાણ, ઇગતપુરી, નાશક, મનમાડ, ચાળીસગામ, જળગામ ( અથવા મુંબઇથી સુરત, અમલનેર, જળગામ ) ભુસાવળ, ખંડવા, ઇટારસી, જબલપોર, કટની, માણેકપુર, અલાહાબાદ, મોગલસરાઇ, અને કાશી (બનારસ.) (૨) મુંબઇથી સુરત, ભરૂચ, ગોધરા, રતલામ, નાગદા, ઉજ્જન, ભોપાળ, ઇટારસી, જબલપોર, કટની, માણેકપુર, અલાહાબાદ, મોગલસરાઇ અને કાશી (બનારસ.)

સ. ૪૭) મુંબઇથી દ્વારકા જતાં કયાં કયાં દીવાદાંડી આવે ?

જ. ૪૭) કોલાબા, વસઇ, દમણ, હજીરો, પીરમ, ઘોઘા, ભાવનગર, વેરાવળ, પોરબંદર, દ્વારકા.

સ. ૪૮) હિંદુસ્તાનમાં હાલ કયે ઠેકાણે રાજકર્તા સ્ત્રી છે ? જ. ભોપાળ.

સ. ૪૯) હિંદુસ્તાનના જે ભાગોના પ્રાચીન ખાસ નામ હોય તે લખો.

જ. ૪૯) **બંગાળા**–નૈષધદેશ. **ઉત્તર બંગાળા**–ગોંડ. **બહારપ્રાંત**–મગધ. **વરાડ**–વિદર્ભદેશ. **ઓરિસાનો દક્ષિણ ભાગ**–કલિંગ. **માળવાનો પશ્ચિમ ભાગ**–અવંતિ. **કાઠિઆવાડ**–સૌરાષ્ટ્ર. **ઓખામંડળ**–આનર્ત. **મહી અને નર્મદાની વચ્ચેનો મુલક**–લાટ. **મ્હૈસુરનો દક્ષિણ ભાગ**–ચૌલ. **પેશાવર**–ગાંધાર.

સ. ૫૦) હિંદુસ્તાનની કઇ કઇ નદીઓમાંથી નહેરો કાઢેલી છે ?

જ. ૫૦) સિંધુ, સતલજ, જમના, ગંગા, કૃષ્ણા, તુંગભદ્રા, કાવેરી.

સ. ૫૧) મુંબઈ ઇલાકામાં અંગ્રેજી કોલેજો કયા કયા શહેરમાં છે ?

જ. ૫૧) મુંબઇ, પુના, ધારવાડ, વડોદરા, સુરત, અમદાવાદ, ભાવનગર, જુનાગઢ, રાજકોટ, કરાંચી.

સ. ૫૨) કયા પરદેશી લોકનું રાજ્ય એકજ ઇલાકામાં છે ?

જ. ૫૨) પોર્ટુગીઝ (ફીરંગી) લોકનું.

સ. ૫૩) મુંબઇ સરકાર અને હિંદી સરકાર એટલે શું તે સમજાવો.

જ. ૫૩) મુંબઇ સરકાર એટલે ગવર્નર અને તેમને મદદ કરનારી સભા. હિંદી સરકાર એટલે ગવર્નર જનરલ (વાઇસરોય) અને તેને મદદ કરનારી સભા.

સ. ૫૪) હિંદમાં રેશમ કયાં કયાં થાય છે ?

જ. ૫૪) મ્હૈસુર, બંગાળા, કાશ્મીર, પંજાબ.

સ. ૫૫) હિંદુસ્તાનમાં વેપારને માટે વખણાતાં મોટાં શહેરો લખો.

જ. ૫૫) અમદાવાદ, સુરત, કાનપુર, કરાંચી, મુંબઇ, કલકત્તા, **રંગુન**, મદ્રાસ, ચિતેગાંવ.

સ. ૫૬) અમદાવાદ અને સુરત કઇ કારીગરીને માટે પ્રખ્યાત છે ?

જ. ૫૬) **અમદાવાદ**–કીનખાબ, રેશમી ને સુતરાઉ કાપડ, ધોતીજોડા, સાડીઓ, ને ખંડ. **સુરત**–કસબી કામ, જરીકામ, **રેશમી** કાપડ, હાથીદાંત ને સુખડનું કોતરકામ.

સ. ૫૭) વિભાગ માંહેલા રેવન્યુ ખાતાના જુદા જુદા અધિકારીઓના હોદ્દાના ક્રમવાર નામ આપો.

જ. ૫૭) રેવન્યુ કમિશનર, કલેકટર, આસિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટર, મામલતદાર, અવલકારકુન, તલાટી.

સ. ૫૮) ઇલાકાના કેળવણી ખાતાના અધિકારીઓ અનુક્રમે લખો.

જ. ૫૮) ડિરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન, આસિ. ડિરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન, એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેકટર, આસિ૦ ડે. એ. ઇ.

સ. ૫૯) દક્ષિણ હિંદુસ્તાન કરતાં ઉત્તર હિંદુસ્તાનમાં પાક વધારે થવાનાં કારણ લખો.

જ. ૫૯) ૧. ઘણી નદીઓ આવેલી છે. ૨. જમીન સપાટ અને રસાળ છે.

સ. ૬૦) હિંદના કયા કયા શહેરોમાં હાઇકોર્ટો છે ?

જ. ૬૦) મુંબઇ, મદ્રાસ, કલકત્તા, અલાહાબાદ, લાહોર.

સ. ૬૧) મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના, જંગલ ખાતાના, પોસ્ટ ખાતાના, ખેતીવાડી ખાતાના, અને સુખાકારી ખાતાના મુખ્ય અમલદારો કયા છે ?

જ. ૬૧) ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન, કોન્ઝરવેટર ઓફ ફોરેસ્ટસ; પોસ્ટ માસ્તર જનરલ; ડિરેકટર ઓફ એગ્રિકલચર; સેનેટરી કમિશનર.

સ. ૬૨) હિમાલય પર્વત ઉત્તરમાં આવેલો છે તેથી શા શા લાભ છે ?

જ. ૬૨) ૧. ઉત્તર તરફથી પરદેશી શત્રુ આવી શકતા નથી. ૨. હિમાલયમાંથી ઘણી નદીઓ નીકળે છે તેથી ઉત્તર ભાગ ફળદ્રુપ થએલો છે. ૩. ઉત્તર ભાગની નદીઓમાં ઉનાળામાં તથા ચોમાસામાં મોટી રેલો આવે છે. ૪. દક્ષિણ તરફના ભેજવાળા પવનને ઉત્તરમાં જતાં અટકાવે છે.

સ. ૬૩) મદ્રાસથી આગબોટમાં બેસી કલકત્તા થઈ રંગુન જતાં રસ્તે કયાં કયાં મુખ્ય બંદરો આવે ?

જ. ૬૩) મદ્રાસ, મછલીપટ્ટણ, કોકણદ, વિઝાગાપટ્ટણ, ગંજામ, જગન્નાથપુરી, કલકત્તા, ચિતગાંવ, આકિઆબ, રંગુન.

સ. ૬૪) अ. મુંબઇથી દિલ્હી જવું છે કઇ ટ્રેનમાં જાઉં તો જલદી પહોંચાય. ब. અને કયાં કયાં સ્ટેશનો આવે ?

જ. ૬૪) अ. બી. બી. એન્ડ સી. આઇ રેલવેના પંજાબ મેલમાં. ब. પાલઘર, વલસાડ, સુરત, વડોદરા, ગોધરા, કોટા, મથુરા, ને દીલ્હી.

સ. ૬૫) નદીઓ લાંબી ટુંકી હોવાનું કારણ શું ?

જ. ૬૫) નદીના મૂળથી દરીઓ આઘો હોય તેમ નદી લાંબી અને દરીઓ પાસે હોય તેમ નદી ટુંકી.

સ. ૬૬) નકશામાં નદી કયાંથી બતાવવાનું શરૂ કરશો ?

જ. ૬૬) નદી જ્યાંથી નીકળતી હોય ત્યાંથી એટલે મૂળ આગળથી.

સ. ૬૭) નકશામાં અખાત શી રીતે બતાવશો ?

જ. ૬૭) સમુદ્રમાંથી પાણીનો ફાંટો જેણી ગમ જતો હોય તેણી તરફ.

સ. ૬૮) કાવેરી નદીમાં કયા કયા બેટો છે ?

જ. ૬૮) શ્રીરંગપટ્ટણ, સિવાસમુદ્રમ.

સ. ૬૯) अ. મોટામાં મોટો પ્રાંત અને ब. નાનામાં નાનો પ્રાંત લખો.

જ. ૬૯) अ. બ્રહ્મદેશ. ब. દિલ્હીપ્રાંત.

# પરીક્ષક પ્રશ્નો.

૧) તમારા ગામ, તાલુકો, જિલ્લો, પ્રાંત, ઇલાકો, દેશ ને ખંડનું નામ કહો.
૨) હિંદુસ્તાનની સીમા લખો.
૩) હિંદમાં આવેલા મુખ્ય પર્વતો ગણાવો.
૪) હિંદમાં કઈ કઇ મોટી નદીઓ આવેલી છે ?
૫) હિમાલય, સુલેમાન, સહ્યાદ્રિ, નીલગીરી, કારાકોરમ, સાતપુડા, અને અરવલીના શિખર લખો.
૬) શિખર, તળેટી, ખીણુ, મૂળ, મુખ, સામુદ્રધુની, અખાત, ભૂશિર, બેટ ને સરોવરની વ્યાખ્યા લખો.
૭) હિમાલયની તળેટીના જંગલનું નામ શું ?
૮) હિંદમાં વસ્તી મુખ્ય જાતો લખો.
૯) હિંદમાંથી કયો કયો માલ પરદેશ જાય છે ?
૧૦) હિંદમાંની મુખ્ય આયાત લખો.
૧૧) હિંદમાં કેટલી તરેહના રાજ્યો છે અને તે કયાં કયાં !
૧૨) પરદેશી સ્વતંત્ર રાજ્ય કયા કયા લોકોનાં છે ?
૧૩) ફીરંગી ( પોર્ટુગીઝ )નું રાજ્ય કયા ઈલાકામાં આવ્યું છે અને તે કયાં કયાં છે ?
૧૪) ફ્રેંચ લોકોનાં સંસ્થાન ગણાવો અને તે કયાં આવ્યાં તે લખો.
૧૫) મોટાં દેશી રાજ્ય ગણાવો.
૧૬) સ્વતંત્ર દેશી રાજ્યો રાજધાની સાથે લખો.

ટી એજન્સિઓ ગણાવો અને તેના ઉપરી અધિકારીને શું
ડે છે તે લખો.

ટા દેશીરાજ્યોમાં અંગ્રેજ સરકાર તરફથી કયો અધિકારી
ડે છે ?

ંદમાં ગવર્નરો, કમિશનરો, રેસિડંટો, ને એજંટ ટુ ધ ગવર્નર
નરલ કેટલા છે ?

વાલ ૧૯મામાં જણાવેલા અધિકારીના મુકામ લખો.

ટિશ હિંદના રાજકીય ભાગ, અધિકારી, રાજધાની અને
ધિકારીના હવાખાવાના સ્થળ લખો.

દુસ્તાનમાં ગવર્નરો, અને ચીફ કમિશનરોના તાબામાં કયા
ા ભાગ છે ?

ચેની જગા શું છે? કયાં છે ? શા માટે પ્રખ્યાત છે તે કહો
ને નકશામાં બતાવો.

કત્તા, દિલ્હી, મુંબઈ, મદ્રાસ, રંગુન, કરાંચી, ચિતેગાંવ, કાશી,
ીમલા, દેહરાદુન, અલીગઢ, રૂરકી, સુરત, ઢાકા, લાહોર, આકિઆબ,
તલામ, અજમેર, અલાહાબાદ, કાનપુર, ઈંદોર, કસાવલી, સાકચી,
ંદરવન, સિંધુ, કારવાર, દાર્જિલીંગ, મહાબળેશ્વર, સહ્યાદ્રિ, પટણા,
ગનાથપુરી, પોંડિચરી, ગોવા, અમદાવાદ, નાગપુર, અમૃતસર,
ાવદી, મથુરા, શિલોંગ, પેશાવર, રામેશ્વર, પોર્ટબ્લેર, આગ્રા,
સાવળ, પુના, અયોધ્યા, આકોલા, શ્રીરંગપટ્ટણ, હૈદ્રાબાદ, બાંગલોર,
કંદરાબાદ, વડોદરા, કાશ્મીર, ખંટમંડુ, જયપુર, ગ્વાલિઅર,
ીકીમ, ત્યાસીટયુદન, રામેશ્વર. બદ્રીનાથ, ઈંદોર, અજમેર. કાશી,
રકા, હરદ્વાર.

૨૪) હિંદની ખેતીની પેદાશ લખો.

૨૫) ચા, ગુંદ, અફીણ, ઘઉં, અળશી, તલ, કપાસ, ચોખા અને શણ ક્યાં ક્યાં થાય છે?

૨૬) હિંદમાંથી કયા કયા ખનીજો નીકળે છે?

૨૭) કોયલા, કેરોસીન, મીઠું, કલાઈ, સોનું, તાંબું, સીસું, હીરા, માણેક, અબરખ, પ્લમ્બેગો ને મેંગેનીઝ ક્યાંથી નીકળે છે?

૨૮) હિદમાં ચાલતા મુખ્ય ધર્મો ગણાવો.

૨૯) હિંદમાં કઈ કઈ વનસ્પતિ થાય છે?

૩૦) હિદમાં કુલ વસ્તી કેટલા માણસોની છે અને કયા કયા લોકની કેટકેટલી છે?

૩૧) હિદમાં કઇ કઇ ભાષા બોલાય છે અને તે ક્યાં બોલાય છે તે લખો.

૩૨) હિંદુસ્તાનની કઇ કઇ નદીઓ હિંદુધર્મમાં પવિત્ર ગણાય છે?

૩૩) ગવર્નર, અને કમિશનરના અધિકારમાં શો ફેરફાર છે? જ. પાંચમી ચોપડીના ૭૫મા પાઠનો છઠ્ઠો પેરેગ્રાફ જુઓ.

૩૪) પાણીનું વહેણ કઇ તરફ હંમેશાં હોય છે?

૩૫) હિંદુસ્તાનમાં રેતીના રણ ક્યાં ક્યાં છે?

૩૬) ઉત્તર હિંદુસ્તાનમાં આવેલાં હિંદુઓનાં જાત્રાના ઠેકાણાં લખો.

૩૭) હિંદુસ્તાનમાં જૈન લોકોના જાત્રાનાં સ્થળ ક્યાં ક્યાં છે?

૩૮) હિંદુસ્તાનમાંનાં હવા ખાવાનાં સ્થળ લખો.

૩૯) હિંદુસ્તાનના હાલના શહેનશાહનું, તેમના પિતા અને દાદાનું નામ શું?

૪૦) अ. ખંભાતના અખાતને કઈ કઇ નદીઓ મળે છે?
 ब. બંગાળી ઉપસાગરને કઈ કઇ નદીઓ મળે છે?

૪૧) ગોદાવરી, કૃષ્ણા, નર્મદા, સિંધુ, ગંગા, મહા એ નદીઓ ક્યાંથી નીકળી કોને મળે છે અને તેના પર કયાં કયાં મુખ્ય શહેરો આવેલાં છે?

૪૨) હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકાર સિવાય બીજા કયાં યુરોપી લોકનાં રાજ્ય છે?

૪૩) બંગાળા ઇલાકામાં કયાં કયાં દેશી રાજ્યો આવેલાં છે?

૪૪) હિંદુસ્તાનના કયા ભાગમાં નદીની રેલથી ખેતીનું કામ ચાલે છે?

૪૫) પંજાબ, મધ્યપ્રાંત, વાયવ્ય સરહદનો મુલક, મુંબઇ, કલકત્તા, ભુજ, સિંધુ, રજપુતાના શા ઉપરથી નામ પડયાં?

૪૬) હિંદુસ્તાનમાં લશ્કરી છાવણીઓ કયાં છે અને તે હિંદુસ્તાનના કયા કયા રાજકીય વિભાગમાં આવી છે તે લખો.

૪૭) अ. હિંદુસ્તાનના પૂર્વ કિનારાને શું કહે છે? ब. એ કિનારે આવેલાં બંદરો લખો.

૪૮) હિંદુસ્તાનની જે નદીઓ પશ્ચિમ દિશાએથી પૂર્વમાં વહેતી હોય તેનાં નામ ને તે દરેક પર આવેલાં મુખ્ય શહેરો લખો.

૪૯) મદ્રાસ ઇલાકામાં કયાં કયાં દેશી રાજ્યો છે?

૫૦) એક વહાણુ કલકત્તાથી નીકળી કિનારે કિનારે થઇ મુંબઈ જાય છે તો રસ્તામાં કયાં કયાં બંદરો આવશે?

૫૧) अ. નહેર એટલે શું? ब. તે શા કામમાં આવે છે?

૫૨) હિંદુસ્તાનની કઇ કઈ નદીમાંથી નહેરો કાઢેલી છે?

૫૩) હિંદમાં આવેલાં રૂના વેપારનાં મથક ગણાવો.

૫૪) અફીણુ, શણ, કપાસ, ચા, રેશમ, ચા અને ગળી હિંદુસ્તાનમાં કયાં કયાં થાય છે?

૫૫) જિલ્લાના મુખ્ય મુખ્ય અમલદારોના નામ અને તે દરેકના કામ લખો.

૫૬) સિંધ કરતાં ગુજરાતમાં નદીઓ વધારે છે તેના કારણ સમજાવો.

૫૭) ઉત્તર હિંદુસ્તાનમાં દક્ષિણ હિંદુસ્તાન કરતાં નદીઓ મોટી છે તેનાં કારણ સમજાવો.

૫૮) મુંબઈથી દિલ્હી, કલકત્તા અને મદ્રાસ રેલવે રસ્તે જતાં ક્યાં જંકશનો આવે તે લખો.

૫૯) દ્રાવિડી ભાષા હિંદુસ્તાનના કયા ભાગમાં બોલાય છે? તેની મુખ્ય શાખાઓ કઇ કઈ છે?

૬૦) હિંદુસ્તાનના મુખ્ય કુદરતી ભાગ લખો.

૬૧) अ. અરબી સમુદ્રને મળનારી નદીઓ લખો. ब. હિમાલયમાંથી નીકળનારી નદીઓ લખો.

૬૨) મુંબઈથી કલકત્તા, પુના, લાહોર, મદ્રાસ, રંગુન, નાગપુર, અલાહબાદ, સીમલા, બાંગલોર, સુરત, દિલ્હી, તુતિકોરીન કઇ દિશામાં છે?

૬૩) હિંદુસ્તાનમાં સૌથી વધારે અને સૌથી ઓછો વરસાદ ક્યાં પડે છે?

૬૪) હિંદમાં સૌથી વધુ તાપ કયા શહેરમાં પડે છે?

૬૫) કયા કયા અધિકારીઓની નીમણુક શહેનશાહ પોતે કરે છે?

૬૬) હિંદુસ્તાનની હાલની રાજધાનીનું શહેર કયું? તથા તે પહેલાંની રાજધાની ક્યાં હતી?

૬૭) હિંદુસ્તાન માંહેલા મોટા મોટા અમલદારો દેશી છે કે અંગ્રેજ?

૬૮) હિંદુસ્તાનના હવા ખાવાનાં સ્થળ તથા મુંબઇ ઇલાકાનાં રૂનાં વેપારનાં મથક લખો.

૬૯) નીચેની જગાઓ શું છે, કયાં છે, શાને માટે પ્રખ્યાત છે તે કહો. અને પછી નકશામાં બતાવો.

અરવલી, આબુ, અમદાવાદ, અહમદનગર, અયોધ્યા, આકિઆબ, અલાહાબાદ, અલીગઢ, અજમેર, આકોલા, આસામ, અંદામાન, આગ્રા, ઇંદોર, ઇલારા, ઉદેપુર, ઉમરાવતી, ઉમરકોટ, ઉતાકામંડ, એવરેસ્ટ. ઓઢીઆ, ઔરંગાબાદ, કારાકોરમ, કાશ્મીર, કરાંચી, કલકત્તા, કાનપુર, કોલર, કોલાર, કાનાનુર, કાલીકટ, કાવેરી, કારીકલ, કન્યાકુમારી, કારવાર, કોટા. કવેટા, કૃષ્ણા, કોરોમાંડલ, કાશી, કનોજ, ખટમંડુ, ખૈરપુર, ખૈબરઘાટ, ખંભાત, ખાસ્યા, ગીરનાર, ગંગા, ગાજીપુર, ગોવળકોંડા, ગોવા, ગૌહતી, ગયા, ગોદાવરી, ગ્વાલીઅર, ચીલકા, ચંદ્રનગર, ચેરાપુંજી, ચિતેગાંવ, જગંનાથપુરી, જેકોબાબાદ, જમના, જબલપુર, જયપુર, જુનાગઢ, જેસલમીર, ટયાસીટયુદન, ઢાકા, ત્રિવેંદ્રં, તુંગભદ્રા, તુતિકોરીન, તાપી, થરપારકર, દાહોદ, દીવ, દિલ્હી, દમણ, દાર્જિલિંગ, ધુળીઆ, ધારવાડ, નર્મદા, નાશક, નીલગિરિ, નાગપુર, નૈનીતાલ, નેગાપટ્ટણ, નવાનગર, પંજાબ, પતકોઇ, પટણા, પાણીપત, પુદુકોટા, પ્રોમ, પ્રયાગ, ફૈજાબાદ, બ્રહ્મદેશ, બંગાળા, બ્રહ્મપુત્રા, બહાર, બરેલી, બનારસ, બાંગલોર, બેલગામ, ભરતપુર, ભરૂચ, ભાવલપુર, ભોપાળ, ભુજ, મહા, મહી, મુંબઇ, મહાબળેશ્વર, મુલમૈન, માંડલે, મથુરા, મેંગલુર, મર્કરા, મછલીપટ્ટણ, મુર્શીદાબાદ, યાનાન, યમુના, રંગુન, રત્નાગિરિ, રામેશ્વર, રતલામ, લંકા, લક્ષદ્વીપ, લાહોર, વર્ધા, વિંધ્યાચળ. વિજાગાપટ્ટણ, વીજાપુર, વરાડ, શ્રીરંગપટ્ટણ, શિકારપુર, શ્રીનગર, સિંધ, સિંધુ, સાતપુડા, સહ્યાદ્રિ, સીમલા,

સતલજ, સિદ્ધપુર, સતારા, સોલાપુર, સાબરમતી, સ્થાનેશ્વર, હિંદુકુશ, હિમાલય, હાલા, હરદ્વાર, હૈદ્રાબાદ.

૭૦) નીચેની જગાઓ સુરતથી કઈ દિશામાં છે તે કહો. ને કેટલા માઇલ દૂર છે તે ભરીને કહો.
અલીબાગ, એડન, ધુળીઆ, પેરીમ, ડીસા, દીવ, અલાહાબાદ, જયપુર, પટણા, રાજકોટ. કલકત્તા, અમદાવાદ, મદ્રાસ, રત્નાગિરિ, આગ્રા, નાગપુર, કરાંચી, પુના, નાશક, કાશી, સીકંદરાબાદ, ઠઠ્ઠા, મદ્રાસ, ભુસાવળ, ગ્વાલિઅર.

૭૧) હિમાલય પર્વત ઉત્તરમાં આવવાથી શા શા લાભ થયા છે?



# ધોરણવાર પુસ્તકોની યાદી.

બાળવર્ગ માટે બાળવર્ગની નોટ બે આના

બાળપોથીનો "ડિક્ટેશન શિક્ષક" બે આના.

બાળવર્ગનો "મુખગણિત શિક્ષક" દોઢ આનો.



પહેલા ધોરણ માટે પહેલીના અર્થ અઢી આના.

પહેલી ચોપડીનો "ડિક્ટેશન શિક્ષક" અઢી આના.

પહેલા ધોરણનો "મુખગણિત શિક્ષક" ૧।।। આના.



બીજા ધોરણ માટે બીજીના અર્થ ચાર આના.

બીજી ચોપડીનો "ડિક્ટેશન શિક્ષક" ત્રણ આના.

બીજા ધોરણનો "મુખગણિત શિક્ષક" બે આના.

સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો ભૂગોળ શિક્ષક ત્રણ આના.

બાળ ગરબાવળીની નોટ બે આના.

બીજા ધોરણ માટે અંકગણિતનાં મનોયત્ન ૫ આના.

બીજા ધોરણની સૃષ્ટિજ્ઞાનની પ્રશ્નોત્તરમાળા ત્રણ આના.



ત્રીજા ધોરણ માટે ત્રીજીના અર્થ પાંચ આના.

ત્રીજી ચોપડીનો "ડિક્ટેશન શિક્ષક" ત્રણ આના.

ત્રીજા ધોરણનો "મુખગણિત શિક્ષક" અઢી આના.

સુરત જિલ્લાનો નકશો પાંચ આના.

સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક" ત્રણ આના.

ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ત્રણ આના.



ચોથા ધોરણ માટે ચોથીના અર્થ સાડા સાત આના.

ચોથી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ચાર આના.

ચોથા ધોરણનો "મુખગણિત શિક્ષક" ચાર આના.

મુંબઇ ઇલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ાા આના.



પાંચમી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ચાર આના.

પાંચમા ધોરણનો "મુખગણિત શિક્ષક" ચાર આના.

હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ચાર આના.



| | | |
|---|---|---|
| પાંચમીના અર્થ | રૂા. | ૦-૮-૦ |
| છઠ્ઠીના અર્થ | " | ૦-૯-૦ |
| સાતમીના અર્થ | " | ૦-૧૦-૦ |
| કન્યા ૧ લીના અર્થ | | ૦-૪-૦ |
| કન્યા ૨ જીના અર્થ | | ૦-૫-૦ |
| કન્યા ૩ જીના અર્થ | | ૦-૭-૦ |

કન્યા વાંચનમાળા પુસ્તક ૧લાનો

ત્રિવેદિ વાચનમાળા પુસ્તક ૧ લાનો

"ડિકટેશન શિક્ષક" દરેકના ત્રણ આના.

સુંદરજી કૃત નવી પહેલીના અર્થ બે આના.

પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

છગનલાલ મોતીરામ શાહ. શાહપોર–સુરત.